શ્રી જૈન શાળોપયોગી શિક્ષણમાળા.

# બીજી ચોપડી.



પ્રસિદ્ધ કર્તા,
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ.
મ્હેસાણા.

# શિક્ષકોનું નિત્ય સ્મરણ.

## મરાઠી ચાલની સાખી.

વ્હાલામાં વ્હાલું ધન બાળક, તે મુજને સોંપાયું;
યોગ્યાયોગ્યપણું ભાવીનું, તેનું હુંથી થપાયું,
અહો ! શી મહાનતા મારી ! ! ૧

આ મ્હારી જીવન દોરી છે, સંભાળું શુભ રીતે;

૨



૩

૧

૨

બના'વા દેશ વ્યાપારી, કરે નહિ નોકરી બૂરી;
તજવવા ચોરી જુગારી, થયો હું ભાવથી શિક્ષક. ૩

બના'વા દેશના દીવા, રાનાડે ગોખલે જેવા;
દાદાજી ગાંધીજી જેવા, થયો હું ભાવથી શિક્ષક. ૪

પરોપકારાય સતાં વિભૂતય:

ગ્રંથાંક ૪૦.

# શ્રી જૈન શાળોપયોગી શિક્ષણમાળા.

# બીજી ચોપડી.

છપાવી પ્રસિદ્ધ કરનાર-


સદ્‌ગત શેઠ વેણીચંદ સુરચંદ સંસ્થાપિત

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ–મ્હેસાણા.

વીર સં. ૨૪૫૪. સને ૧૯૨૮. વિક્રમ સં. ૧૯૮૪.

આવૃત્તિ ૨ જી. પ્રત ૩૦૦૦.

અમદાવાદ—પીરમશારોડ પર આવેલા શ્રી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપી.

મૂલ્ય, ૦-૩-૬.

# ખાસ સૂચના.

જ્ઞાનની આશાતના કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. તેમ થવાથી ઘણી મહેનત કરતાં પણ વિદ્યા ચ્હડતી નથી અને આંધળા, બ્હેરા, બોબડા, મૂંગા અને પાંગળાના અવતાર લેવા પડે છે તેથીઃ—

૧ સાપડા ઉપર ચોકખો રૂમાલ પાથરી, તેના ઉપર પુસ્તક મૂકી, બે હાથ જોડી પગે લાગી, પછી અભ્યાસ શરૂ કરવો.

૨ પરસેવાવાળા હાથે પુસ્તકને અડવું નહિ કે બગલમાં પુસ્તક રાખવું નહિ.

૩ અપવિત્ર વસ્ત્રો પહેરી ભણવું નહિ.

૪ પુસ્તકને જ્યાં ત્યાં જેમ તેમ રખડતું મૂકવું નહિ.

૫ પુસ્તકને મોઢાનું થુંક ન ઉડે, શ્વાસ ન લાગે માટે રૂમાલ વગેરે મ્હોં આડો રાખી ભણવું.

૬ શિક્ષકોએ આ બાબતની જરૂર ટેવ પડાવવી અને તેનો અમલ કરાવવો.

---

## વિદ્યાર્થીઓને સૂચના.

અભ્યાસીઓએ પાઠશાળામાં બરાબર વખતસર હાજર થવું અને વિદ્યાગુરૂને નમન કરી અભ્યાસ શરૂ કરવો. વાતો કે મસ્તી-તોફાન કરવાં નહિ; વિદ્યાગુરૂની આજ્ઞા માનવી; તેમનું અપમાન કરવું નહિ.

# પ્રસ્તાવના.

વર્ષો થયાં જૈનશાળાઓમાં એક જ ધોરણે એટલે પ્રતિક્રમણાદિ ગોખાવવાનું જ કામ ચાલે છે. એનું પરિણામ જનસમૂહની એ શિક્ષણ ઉપરથી મ્હોટે ભાગે રૂચી ઉઠી ગઇ છે, એ આવ્યું છે. આગેવાનોને શાળાઓ ઉપર પ્રેમ નથી. શિક્ષકો વેઠ ઉતારવા જેવું કામ કરે છે. બાળકોને શિક્ષણમાં રસ આવતો નથી એટલે હાજરી આપવામાં ઘણા જ બેદરકાર જોવાય છે. આ સ્થિતિ સુધરે, શિક્ષણ રસવાળું અને કાર્યસાધક થાય અને તેને પરિણામે જનસમૂહ, આગેવાનો અને શિક્ષકોને શાળાઓ પ્રત્યે રૂચિ, પ્રેમ અને ખરી લાગણી ઉત્પન્ન થાય તથા બાળકો લાલચ વગર પણ શાળાએ નિયમિત દોડયા આવે, એ વિશિષ્ટ હેતુથી આ શિક્ષણમાળાની યોજના કરવામાં આવી છે.

આ બીજી ચોપડી એ તેનું ત્રીજું પુસ્તક છે અને તેને પ્રથમની જેમ ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે.

પહેલા વિભાગમાં જૈન આગમ, હિતબોધ, ધનપાળ અને શોભનાચાર્ય, સંપ ત્યાં લક્ષ્મી, વિનય, નિત્ય નિયમો અને માબાપ, ભાઇભાંડુ, સ્ત્રી, પુત્ર, સગાંસંબંધી વગેરે સાથે કેવી રીતે વર્ત્તવું ? કન્યાઓ માટે હિતવચન વગેરેના છવ્વીસ પાઠો આપવામાં આવ્યા છે. તેમાં બે રસિક અને બોધદાયક સંવાદો તથા થોડીક કથાઓ પણ આપવામાં આવી છે. બાળકો જડ, ઢોર જેવાં ન રહે, સંસારવ્યવહારમાં સૌ સાથે ઉચિત વર્ત્તન રાખતાં શીખે અને સમજુ તથા વિવેકી થાય, એ આ પાઠો ગોઠવવાનો ઉદ્દેશ છે.

બીજા વિભાગમાં વિહરમાન ભગવાન્, પંચપરમેષ્ઠી, સામાયિકનાં ઉપકરણ, સામાયિકમાં લાગવાના ૩૨ દોષ, દશ મ્હોટી આશાતના, સાત શુદ્ધિ, નવકારવાળી અને અષ્ટાપદ તીર્થ વગેરે સંબંધી સામાન્ય જ્ઞાન આપ-

નારા અગ્યાર પાઠો આપવામાં આવ્યા છે, જે આપણા હંમેશના ક્રિયા-માર્ગમાં ખાસ ઉપયોગી છે.

ત્રીજા વિભાગમાં 'પુક્ખરવરદી' થી 'વંદિત્તુ' પૂર્ણ સુધી સૂત્રો મૂળ નામ અને ટુંકી હકીકત સાથે આપવામાં આવ્યાં છે. આ ચોપડીમાં અર્થ 'ખમાસમણ' થી 'સામાયિક પારવાના સૂત્ર' સુધી બાળપોથી-માંથી ચલાવવાના છે.

ચોથા વિભાગમાં ત્રણ ચૈત્યવંદન, ત્રણ સ્તવન અને ત્રણ સ્તુતિ આપવામાં આવી છે.

છેવટે 'સૂક્તમુક્તાવલિ' વગેરેમાંથી ખાસ રસિક અને બોધક કાવ્યો આપી આ બુક પૂર્ણ કરવામાં આવી છે.

પહેલા વિભાગના ૪૭ થી ૬૬ સુધીના ૧૮ પાઠો **શ્રી માંગરોળ નિવાસી સદ્‌ગત શેઠ અમરચંદ તલકચંદ** વાળી સીરીઝમાંથી લેવામાં આવ્યા છે. આ ગૃહસ્થે તૈયાર કરાવેલી જુદા જુદા વિષયો ઉપરની દળદાર સીરીઝ બધી બારિકીથી જોવા જેવી છે. તેમનો ઉદ્દેશ ઘણો જ ઉચ્ચ હતો. શાસ્ત્રીય શૈલીને બાધ ન આવે એવી રીતે ચાલુ જમાનાને અનુકૂળ જૈન ધર્મ જ્ઞાન માળા તેમણે લખાવેલી છે. તે બધા પ્રસિદ્ધ થાય તો ધાર્મિક શિક્ષણના વિષયમાં ઘણું સારૂં પરિવર્તન થઇ જાય અને ન્હાના મ્હોટા દરેક મનુષ્યો સ્હેલાઇથી જૈન ધર્મની અનેક બાબતોનું જ્ઞાન મેળવી શકે. આવી જૈન સાહિત્ય-પ્રિય વ્યક્તિનો સમાજ જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. સમાજ તેમના તૈયાર ગ્રંથોને પ્રસિદ્ધિમાં લાવે તોપણ કાંઇ અંશે ઋણનો બદલો વળી શકે. તેવી શુભ ઇચ્છાવાળા કોઇ અમને જણાવશે તો તે સંબંધી દરેક માહિતી આપવામાં આવશે.

મ્હેસાણા, સં. ૧૯૭૮ ની વસંતપંચમી. } **શ્રી જૈન શ્રેયસ્કર મંડળ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

———:૦:———

આ બુકની પહેલી આવૃત્તિની ૬૦૦૦ કૉપી અમે સં. ૧૯૭૮ ની સાલમાં છપાવી હતી તે ખલાસ થતાં અને સજ્જનોની તે માટે માગણીઓ ચાલુ રહેતાં અમે તેની આ બીજી આવૃત્તિ છપાવી છે.

આ આખી બુક યોગ્ય અને સમર્થ પુરૂષોની સમક્ષ બારિકીથી વાંચી જવામાં આવી છે અને તેમાં સુધારા થઇ તેનું નીચે મુજબ સ્વરૂપ નિર્ણીત થયું છે.

નીતિબોધ વિભાગમાં કવિતાઓ બધી નવી ઉમેરવામાં આવી છે અને શ્રાવકની કરણીના પાઠ વિસ્તારી બે કરવામાં આવ્યા છે.

સામાન્ય જ્ઞાન વિભાગમાં જુની બાળપોથી તથા પહેલી ચોપડીના બાકી રહેલા પાઠો દાખલ કરવામાં આવ્યા છે અને આ બુક માટે કઠિન જણાયેલા પાઠો હવે પછીની બુક માટે શેષ રાખવામાં આવ્યા છે. આ વિભાગમાં પણ કવિતાઓ નવી દાખલ કરવામાં આવી છે. ઉપરાંત શત્રુંજય અને ગિરનાર મહા તીર્થોના પાઠો નવા લખી, મૂકવામાં આવ્યા છે.

બન્ને વિભાગના પાઠોના અંકો સંલગ્ન કરવામાં આવ્યા છે. પાઠોની કુલ સંખ્યા ૪૯ ( ૨૭+૨૨ ) ની થઈ છે અને તેના ટાઇપ મ્હોટા રાખવામાં આવ્યા છે.

સૂત્ર વિભાગ પ્રથમની જેમ કાયમ કરવામાં આવ્યો છે પણ તેના ટાઇપ વધારે મ્હોટા રાખવામાં આવ્યા છે અને 'ઇરિયાવહિયં' થી 'સામાઇઅ-વયજુત્તો' સુધીનાં સૂત્રો અર્થ સહિત મૂકવામાં આવ્યાં છે, કારણ કે અર્થનો વિષય આ બુકમાં તેટલો જ ચલાવવાનો છે.

કાવ્ય વિભાગમાં પાંચ ચૈત્યવંદન, પાંચ સ્તવન અને ચાર સ્તુતિઓ ગોઠવવામાં આવી છે. છેલ્લો કેટલાએક બોધક કાવ્યોવાળો વિભાગ વધારે પડતો જણાતાં કમી કરવામાં આવ્યો છે.

અનુક્રમણિકા પ્રથમ ન્હોતી તે આમાં નવી બનાવી મૂકવામાં આવી છે.

આ પ્રમાણે આ બુકનું સ્વરૂપ થયું છે અને તેથી તે વિશેષ લોકાદરને પાત્ર થશે, એમ અમારી માન્યતા છે. આ સ્વરૂપ ઘડવામાં જેમની અમૂલ્ય સહાય મળી છે તે પવિત્ર મહાશયોનો અમે ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ.

સં. ૧૯૮૪ની
ફાલ્ગુન-ચતુર્માસી.

**શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મ્હેસાણા.**

# શિક્ષકોને સૂચના.

સુહૃદ બંધુઓ ! અમે ગમે તેટલો પ્રયાસ કરી શિક્ષણનું સાધનો પૂરાં પાડશું પણ તમે તેનો સદુપયોગ કરી અમલ નહિ કરો તો અમારો પ્રયાસ સફળ થશે નહિ. બાળકોને ખરા ધર્મી બનાવવા માટે પ્રથમ તમારે તેવા ધર્મી બનવું પડશે. તે વિના તમે તે કાર્ય કરી નહિ શકો. તમારા વર્ત્તન ઉપર બાળકોનાં વર્ત્તનનો આધાર રહેલો છે, એ તમને નવેસરથી સમજાવવાની જરૂર નથી. તમે પોતે સચ્ચારિત્રવાન બનશો તેમાં તમારૂં પણ આલોક અને પરલોકનું કલ્યાણ સમાયેલું છે. સાથે તમને સોંપેલી પ્રજાનું પણ કલ્યાણ થશે, એ મોટો લાભ છે. તેથી જ તમારો ધંધો માનવંતો છતાં જોખમભરેલો છે. નીચેની સૂચનાઓ ઉપર જરૂર ધ્યાન આપશો.

१. નીતિબોધ અને સામાન્ય જ્ઞાનના પાઠો વંચાવી તેનું રહસ્ય બાળકોનાં મગજમાં ઠસાવવું. તમારે તે પાઠો અગાઉથી ધારી લઇ બારિકીથી સમજાવવા.

२ સૂત્રો જેમ બને તેમ શુદ્ધ શીખવવાં. કારણ કે તે મંત્રો જેવું ફળ નીપજાવે છે. તેનાં મૂળ નામ અને ટુંકી હકીકત સૂત્ર પૂરૂં થતાં સુધી હંમેશાં બોલાવ્યે જવી. થોડું પણ પોતાના નામની જેમ કદી ભૂલે નહિ, એવું દૃઢ શીખવવું. આ ચોપડીમાં અર્થ 'ઇરિયાવહિયં' થી 'સામાયિક પારવાના સૂત્ર' સુધી શીખવવા.

૩ છેવટે જે સ્તવનાદિ આપ્યાં છે તેનો ભાવ સમજાવી તે મોઢે કરાવવાં.

૪ આ ચોપડી ત્રણ વખત ફરી ફરી ચલાવવી જેથી તેનું જ્ઞાન ઘણું દૃઢ થઇ જશે.

૫ રોજ સૂત્રપાઠ અને બાકીના ત્રણમાંથી એકેક, એમ બે વિષય ચલાવવા.

૬ મહિનામાં બે આઠમ અને બે પાખી અથવા બે એકમ મળી ચાર દિવસ નવા પાઠ ન આપવા. માત્ર ચાલેલા વિષયોના ખૂબ પ્રશ્નો પૂછી તે દૃઢ કરાવવા એટલે બધા ટાઇમ પ્રશ્નો પૂછવામાંજ ગાળવો.

૭ આ બુક પૂરી કરાવ્યા સિવાય નવી બુક ચલાવવી નહિ.

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ–મ્હેસાણા.

# અનુક્રમણિકા.

## ૧ નીતિ બોધ વિભાગ.



## ૨ સામાન્ય જ્ઞાન વિભાગ.

### ૩ સૂત્ર વિભાગ.

(સૂત્ર મૂળ.)



(સૂત્ર સાર્થ.)



### ૪ કાવ્ય વિભાગ.

## વિનયવાન શિષ્ય.

એક આચાર્ય હતા. તેઓ બહુ ગુણવાન અને સમર્થ જ્ઞાની હતા. તેમને કેટલાક શિષ્યો હતા પણ તે સૌમાં એક શિષ્ય ઘણોજ વિનયવાન હતો. ગુરૂની આજ્ઞા તે કદી પણ ઉત્થાપતો નહિ.

પૂર્વ કર્મના ઉદયથી તે વિનીત શિષ્યને આખે શરીરે કોઢ નીકળ્યો. તેની ચામડી ખવાવા લાગી અને તેમાંથી દુર્ગંધમય પદાર્થ ઝરવા લાગ્યો. આવી સ્થિતિમાં પણ તે સદા આનંદી અને ધર્મપરાયણ રહેતો અને ગુરૂની આજ્ઞા ઉઠાવવામાં કદી પાછી પાની કરતો નહિ.

શિષ્યને રોગથી પીડાતો જોઇ ગુરૂને બહુ કરૂણા ઉપજી અને તેને રોગમુક્ત કરવાના ઉપાયો શોધવા લાગ્યા. શ્રુતજ્ઞાનના પ્રભાવથી ગુરૂએ જાણ્યું કે જો અમુક જાતનો નાગ આ શિષ્યને કરડે તો તેનો કોઢ નાબુદ થઈ જાય.

કેટલાક દિવસો વીત્યા પછી અચાનક એવો યોગ મળી આવ્યો. જે ઉપાશ્રયમાં તેઓ ઉતર્યા હતા, ત્યાંજ તેવો નાગ ગુરૂની નજરે પડ્યો. તરતજ તેમણે પેલા કુષ્ટરોગી શિષ્યને આજ્ઞા કરી કે, 'વત્સ! ઊઠ અને આ નાગનું મુખ પકડી તેના દાંત કેટલા છે, તે ગણી કાઢ!' આ સાંભળી શિષ્ય તત્કાળ ઊઠ્યો અને નાગનું મુખ પકડ્યું. નાગ ઘણો બલવાન અને વિકાળ હતો, તેથી શિષ્યના હાથમાંથી છુટો થઇ ગયો અને હાથે કરડ્યો. તેમજ અતિ કોપાયમાન થઇ ફેણોના પ્રહાર કરવા લાગ્યો, તોપણ શિષ્ય એક ડગલુંયે પાછળ ન હઠ્યો. તેણે ફરીથી નાગને બે હાથે પકડી મોઢું ઉઘાડવાની કોશીશ કરવા માંડી.

ગુરૂ આ બધું જોઈ રહ્યા હતા. સર્પદંશ થઇ ગયો એટલે તેમણે પુનઃ આજ્ઞા કરી કે 'બસ, ભાઈ! હવે તેને છોડી દે.' શિષ્યે વિનયપૂર્વક કહ્યું. 'પણ મહારાજ! દાંત હજી હું ગણી શક્યો નથી; ગુરૂએ કહ્યું 'ભાઇ!

હવે દાંત ગણવાની જરૂર નથી.' એટલે તરતજ શિષ્યે નાગને છોડી દીધો.

શિષ્યના શરીરમાં નાગનું ઝેર પ્રસર્યું. તેને ઉલટી ઉપર ઉલટીઓ થવા લાગી પરંતુ પરિણામે ઘણો ફાયદો થયો. થોડાજ દિવસમાં તેનો કોઢ જડમૂળમાંથી નાબુદ થઇ ગયો.

ગુરૂની આ વિનીત શિષ્ય ઉપર અપાર કૃપા થવાથી તેને ઘણું જ્ઞાન મળ્યું, અને ગુરૂનાં વચનોપર દૃઢ આસ્થા રાખી તેમની આજ્ઞા પ્રમાણે ઉત્તમ ચારિત્ર પાળવાથી તેના આત્માનો ઉદ્ધાર થયો.

સાર.

विणओ जिणसासणे मूलं ।

અર્થ—જિનશાસનને વિષે વિનયને ધર્મનું મૂળ કહેલ છે.

ધર્મરૂપ કલ્પવૃક્ષનું મૂળ વિનય છે. વિનય વિના ગુરૂના કૃપાપાત્ર ન થવાય. ગુરૂકૃપા વિના જ્ઞાન ન થાય અને જ્ઞાન વિના ધર્મ અધર્મની સમજણ ન પડે. ધર્મનું સ્વરૂપ સમજ્યા વિના ધર્મની પ્રાપ્તિ શી રીતે થાય? ધર્મ વિના સુખ, શાંતિ અને સદ્ગતિ ન સંભવે.

ઉપલી વાતમાં જેવી રીતે શિષ્યે ગુરૂની આજ્ઞા પાળવામાં પ્રાણની પણ પરવા ન કરી, તેવીજ રીતે આપણે પણ માતપિતા, ગુરૂદેવ અને વડિલોની આજ્ઞા વિનયપૂર્વક પાળવી જોઇએ.

બીજો સાર એ લેવાનો છે કે, નિર્ભયતા અથવા હિમ્મત વિના ધાર્યું કાર્ય થઇ શકતું નથી. માટે કોઇ પણ ઉત્તમ કાર્ય કરવામાં મરવાથી ડરવું નહિ. આત્મા કદાપિ મરતો નથી, એ ખૂબ યાદ રાખવું.

મરવાથી ડરવું નહિ, કરવું ઉત્તમ કામ;<br>
ઉજ્જવળ જેથી વિશ્વમાં, રહે નિરંતર નામ.

---

# બીજી ચોપડી.

## ૧ નીતિ બોધ વિભાગ.

### પાઠ ૧. હિતબોધ ભાગ ૧.

૧ સવારે વ્હેલા ઊઠીને પોતાના ઇષ્ટ દેવને સંભારવા.

૨ જે દેવમા કાંઇ પણ દોષ ન હોય અને જેનામાં સર્વ વસ્તુ જાણવાની તથા દેખવાની શક્તિ હોય તથા જે સર્વગુણી હોય તેને સત્ય દેવ કહીએ. તેમના દર્શન કરવા.

૩ દેવદર્શન કર્યા પછી ગુરૂ મહારાજને વંદન કરવા જવું.

૪ માતા, પિતા, મોટા ભાઇ વગેરે પોતાના વડિલો તથા વિદ્યા આપનાર-ધર્મ બતાવનાર, એ સર્વ ગુરૂજનનો વિનય કરવો.

૫ દેવ, ગુરૂ તથા વડિલોની સેવા ભક્તિ કરવી, સર્વ જીવો ઉપર દયા રાખવી, સત્ય બોલવું, પ્રામાણિક થવું, એ વગેરે સદાચાર ધર્મથી શીખાય છે, માટે દરેકે પોતાનો ધર્મ શું છે, તે જાણવું જોઇએ.

૬ આ જગતમાં સર્વ કોઇ સુખને ચાહે છે પણ દુઃખની કોઈ ઇચ્છા કરતું નથી.

૭ સુખ દુઃખનો આધાર પોતાની કરણી ઉપર છે, એટલે ભલા આચાર વિચારથી જીવ સુખી થાય છે અને માઠા આચાર વિચારથી દુઃખ ભોગવવું પડે છે.

૮ તેથી આપણે સુખી થવું હોય તો માઠા આચારનો ત્યાગ કરવો જોઇએ અને રૂડા આચારનું પાલન કરવું જોઈએ.

૯ જેવો આપણો જીવ છે તેવો બીજા બધાનો જીવ છે, તેથી જેટલી આપણા જીવને દુઃખની લાગણી થાય છે તેટલી જ બીજા જીવને પણ થાય છે; માટે કોઇ પણ જીવને આપણે દુઃખ ન દેવું પણ આપણાથી બને તેટલું તેનું ભલું કરવું; તે સદાચાર છે અને તેજ ધર્મનું મૂળ છે.

૧૦ જે ધર્મમાં આવા દયા વગેરે સદાચારનો ઉપદેશ નથી, તે ધર્મ ન કહેવાય.

# પાઠ ૨. હિતબોધ ભાગ ૨.

૧ જીવની દુઃખી અવસ્થા થતી અટકાવી તેને સુખની સારી સ્થિતિએ પહોંચાડે તેને ધર્મ કહીએ. રૂડો દેશ, ઉત્તમ કુળ, શરીરનું સુંદર રૂપ, ખોડખાંપણ રહિત પૂર્ણ પાંચે ઇંદ્રિયોનું પામવું, નીરોગીપણું, યશ, ધન, રાજ્યમાં માન, સારી બુદ્ધિ, ભલો કુટુંબ-પરિવાર અને રૂડાં સંતાનની પ્રાપ્તિ વગેરે સંસારમાં જે જે સુખ કહેવાય છે, તે સર્વ ધર્મનું સેવન કરવાથી મળે છે.

૨ સંસારમાં જેટલાં દુઃખ છે તે બધાં અધર્મ એટલે પાપનાં ફળ જાણવાં. શાસ્ત્રમાં કહ્યું છે કે જે મનુષ્યનો ભવ પામીને કાંઇ સારૂં કામ કરે નહિ, જે પોતાનું તથા બીજાનું ભલું કરે નહિ, તે આ જગતમાં ભૂમિને ભાર કરનાર પશુ સમાન છે.

૩ માટે સર્વથી ઉત્તમ અને મહા દુર્લભ આ મનુષ્ય-જન્મ પામીને ફોગટ જવા દેવો નહિ પણ ધર્મને સાધવા વડે તેને સફળ કરવો.

૪ કેમ કે ધર્મ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ગણાય છે અને તેનાથી સર્વ સુખ મળે છે. તેમ ન હોત તો અસલના વખતમાં બાહુબલી વગેરે રાજાઓ તથા ભરત જેવા ચક્રવર્તીઓ-મહારાજાઓ મોટાં મોટાં રાજ્ય છોડીને એકાંત ધર્મ સાધવાની અવસ્થા ગ્રહણ કરત નહિ.

૫ ધર્મનાં આચરણ વગર માણસનો અવતાર પશુ સમાન છે.

૬ આ ઉપરથી એટલું તો નક્કી થાય છે કે ધર્મ ઉત્તમ વસ્તુ છે અને તે આદર કરવા યોગ્ય છે.

૭ પણ ધર્મ કરતાં અધર્મ ન થઈ જાય, પુન્ય કરતાં પાપ ન લાગે, ભલું કરતાં ભૂંડું ન થાય, તે માટે વિવેકજ્ઞાનની પહેલી જરૂર છે.

૮ આ કામ મારે કરવા યોગ્ય છે કે કરવા યોગ્ય નથી, આ વસ્તુ સારી છે કે નરસી છે, આમ કરવાથી મને લાભ થશે કે હાનિ થશે, વળી આ મારે ખાવા યોગ્ય છે કે નથી, ઇત્યાદિ વિચાર કરવાની સારી બુદ્ધિ તેને વિવેકજ્ઞાન કહે છે.

૯ અને આવા વિવેકનું જ્ઞાન રૂડા આચારવાળા ગુરૂના ઉપદેશથી તથા વિવેકી અને ધર્મી માણસોની સોબતથી મળે છે, એટલા માટે ભલા ગુરૂનો સમાગમ કરવો અને ઉત્તમ જનોની સંગતિ રાખવી; એથી આપણા જીવનમાં ઘણો સુંદર ફેરફાર થાય છે-તેમના ગુણો આપણામાં ઉતરે છે.

૧૦ પોતામાં કોઈ પણ જાતનો દુરાચાર ન આવે, પોતાને કોઇ ખરાબ વ્યસન લાગુ ન પડે અને પોતાની સર્વ લોકોમાં પ્રશંસા થાય, આબરૂ વધે, એવું સંભાળભરેલું વર્તન આપણે રાખવું જોઈએ.

# પાઠ ૩. હિતબોધ ભાગ ૩.

૧ જે કોઇ માણસ પોતાના કુળના આચાર પ્રમાણે દરરોજ દેવપૂજા કરે છે, શાસ્ત્રના પાઠો ભણે છે તથા ધર્મની વાતો કરે છે, પણ જો તે લોકવ્યવહારમાં નીતિવાળો બનતો નથી તેમજ તેની ધર્મકરણીમાં સાર અસારના વિચારવાળો વિવેક હોતો નથી તો તેની સર્વ ધર્મક્રિયા અને જ્ઞાન ઇચ્છિત ફળ આપતાં નથી; કેમ કે એવી વિવેક વગરની ક્રિયાથી અને લોકવિરૂદ્ધ આચારથી તે પોતાનું કે પારકાનું હિત કરી શકતો નથી.

૨ ધર્મ પામવાને માટે દરેક માણસે પ્રથમ નીતિમાન્ બનવું જોઈએ, અને વ્યાપારના કામમાં પ્રામાણિક રહેવું જોઇએ. કોઇને પણ છેતરપીંડી કરી અન્યાય ન આપવો જોઇએ. પોતાને કોઈ છેતરે તો જેવું દુઃખ થાય તેવું બીજાને પણ દુઃખ થાય, એમ વિચારવું જોઇએ. તેને પ્રાણ કરતાં પણ સત્ય પ્રિય હોવું જોઇએ. કોઇનો વિશ્વાસઘાત કદી કરવો ન જોઈએ, એ વગેરે સામાન્ય ધર્મો ન પાળે તો માણસની ધર્મકરણી નિંદાય છે. નીતિ એજ ધર્મનો પાયો છે, ધર્મને નીતિજ શોભાવે છે, અને એટલાજ માટે શાસ્ત્રકારોએ ધર્મની યોગ્યતા માટે પ્રથમ માર્ગાનુસારીપણું દર્શાવ્યું છે. તેના ૩૫ ગુણ છે અને તે નીતિના નિયમોથી ભરપૂર છે.

૩ જે જે ધર્મકરણી હેતુઓ સમજીને વિવેક સાથે કરવામાં આવે તે જ્ઞાન પૂર્વક કરી કહેવાય અને તેથીજ તેનું ખરેખરૂં ફળ મળે.

૪ માટે આળસ અને મૂર્ખતા છોડી, ઉદ્યમી અને ડાહ્યા થઈ દરેકે દરેક ક્રિયાની સમજણ મેળવવી અને દરેક બાબતમાં વિવેકી થવું.

૫ જે માણસ જ્ઞાન રહિત, આળસુ અને મૂર્ખ છે તે સર્વ ઠેકાણે તિરસ્કારને પામે છે. શાસ્ત્રમાં મૂર્ખનાં આઠ લક્ષણ કહ્યાં છે તે એ કે,-મૂર્ખ પ્રાણીઓ ઘણું કરીને ૧ ચિંતા રહિત હોય છે, ૨ ઘણું ભોજન કરનારા હોય છે, ૩ નિર્લજ્જ હોય છે, ૪ રાત્રિ દિવસ આળસુ થઇને સૂઇ રહે છે, ૫ સારો ઉપદેશ સાંભળવા ઇચ્છતા નથી, ૬ કોઇ માન કરે કે અપમાન કરે તેનું તેમને ભાન હોતું નથી, ૭ શરીરે ઘણું કરીને નીરોગી હોય છે, અને ૮ શરીરે લષ્ટ, પુષ્ટ-બળવાન્ હોય છે. એ આઠ લક્ષણે કરી મૂર્ખ મનુષ્ય પોતાનું જીવતર ગાળે છે. પણ તે એમ વિચારતો નથી કે અનેક શાસ્ત્રના સુભાષિત વચનામૃત રસવડે પોતાના કાનને મહા હર્ષથી સિંચવામાં જેમના દિવસો જાય છે, એવા ભાગ્યશાળી પંડિતોનાંજ જન્મ અને જીવિત સફળ થાય છે; એવા પંડિતરત્નોએ કરીને જ પૃથ્વી શોભે છે. બાકી પશુ સમાન વિનય વિવેક રહિત માણસો તો આ પૃથ્વી ઉપર ભાર રૂપ છે.

# પાઠ ૪. ધનપાળ અને શોભના-ચાર્ય ભાગ ૧.

અવંતિ (ઉજ્જયિની) નગરીમાં ભોજરાજા રાજ્ય કરે છે. ત્યાં સર્વધર નામે પુરોહિત વસે છે. તેના ધનપાળ અને શોભન નામે બે પુત્ર છે. એક વખત ત્યાં વર્ધમાનસૂરિ નામે કોઇ આચાર્ય પધાર્યા. તેમની સાથે સર્વધરને પ્રીતિ બંધાઇ. એક દિવસ પુરોહિતે આચાર્યને કહ્યું કે 'સાહેબ, મારા ઘરના આંગણામાં દ્રવ્ય દાટેલું છે પણ તે મળતું નથી તો તે કોઈ રીતે મળે તો ઠીક. ગુરૂએ હસતાં હસતાં કહ્યું કે 'કદાપિ મળે તો તું શું કરે?' પુરોહિતે કહ્યું કે 'અર્ધ દ્રવ્ય આપું.' તત્કાળ આચાર્યજીએ દ્રવ્યનું સ્થાન જણાવ્યું. પુરોહિતે ત્યાંથી દ્રવ્ય કાઢી તેમાંથી અરધું દ્રવ્ય ગુરૂને આપવા માંડયું. ગુરૂએ કહ્યું 'અમને દ્રવ્ય ન ખપે, પણ તારા ઘરની લક્ષ્મીરૂપ બે પુત્ર છે તેમાંથી એક આપે તો લઇએ. પુરોહિત ખેદ પામી મૌન રહ્યો એટલે આચાર્ય ત્યાંથી વિહાર કરી ગયા.

હવે ઉપકારનો બદલો ન વાળી શકવાથી પુરોહિત દુઃખિત થવા લાગ્યો. એમ કરતાં ઘણોજ માંદો પડયો અને મરણ નજીક આવ્યું પણ તેને શાંતિ કોઇ રીતે વળતી નથી. તે જાણી પુત્રોએ તેને વાત પૂછી. પુરોહિતે બધો વૃત્તાંત કહી કહ્યું કે 'તમારામાંથી એક જણ

દીક્ષા લે તો મને શાંતિ થાય.' આ સાંભળી ધનપાળ તો મૌન રહ્યો પણ શોભને કહ્યું કે પિતાજી, હું દીક્ષા લઈશ, આપ શાંત થાઓ. આ સાંભળી નિશ્ચિંત થયા બાદ પુરોહિત સમાધિમાં મરણ પામ્યો. તેની ઉત્તર-ક્રિયા કરી શોભને તે આચાર્યના શિષ્ય પાસે દીક્ષા ગ્રહણ કરી. તે દિવસથી ધનપાળ જૈન ધર્મનો દ્વેષી થયો અને ઉજ્જયિની નગરીમાં સાધુઓનો વિહાર બંધ કરાવ્યો. આ હકીકત જાણી તેને ઉપદેશ દેવા આચાર્યજીએ શોભનને વાચનાચાર્ય બનાવી બે સાધુ સાથે મોકલ્યા. અનુક્રમે શોભનાચાર્ય ઉજ્જયિની નગરીએ પહોંચ્યા. દરવાજામાં પેસતાં ધનપાળ તેમને મળ્યો અને તેમની મશ્કરી કરવા લાગ્યો પણ જ્યારે તેણે તેમને ઓળખ્યા ત્યારે શરમાઇ ગયો. બાદ આચાર્યે બધાં દહેરાંનાં દર્શન કર્યાં અને એકઠા થયેલા સંઘને સુંદર ધર્મનો ઉપદેશ આપી તેઓ ધનપાળને ઘેર ગયા. ધનપાળે તેમને બહુમાન આપી ઉતરવા માટે એક ચિત્રશાળા[1] આપી અને પોતાની માતા અને સ્ત્રીને રસોઈ કરવાનો હુકમ કર્યો પણ આચાર્યે કહ્યું કે અમને એવો આધાકર્મી (પોતાને માટે બનાવેલો) આહાર ન કલ્પે માટે તેમ કરવું નહિ. પછી શોભનાચાર્યની આજ્ઞા વડે બીજા સાધુ ગામમાં વ્હોરવા ગયા. ધનપાળ પણ સાથે ચાલ્યો. કોઈ શ્રાવકે દહીં વ્હોરાવવા કાઢયું, પણ

---

૧. ચિત્રાવાળું સુંદર મકાન.

પૂછતાં એ રાત્રિ વીતી ગયેલ જણાયાથી 'અભક્ષ્ય છે' એમ કહી સાધુએ દહીં વ્હોર્યું નહિ. તરતજ ધનપાળે તે દહીંનું પાત્ર શોભનાચાર્ય પાસે લઇ જઈ પૂછયું કે 'આ અભક્ષ્ય શા માટે, તે દેખાડો તો હું પણ શ્રાવક થાઉં. નહિ દેખાડી શકો તો હું માનીશ કે તમે લોકોને ફોગટ ઠગો છો.' બાદ આચાર્યે તે પાત્રની ફરતો અળતો[૨] ચોપડાવ્યો અને તેમાં એક છિદ્ર (કાણું) પડાવ્યું તથા તેને તડકે મૂકાવ્યું. બાદ થોડીજ વારમાં દહીં જેવા ધોળા અનેક જંતુઓ તે છિદ્રવાટે અળતા ઉપર બહાર નીકળ્યા, તેને આચાર્યે ધનપાળને બતાવ્યા. આથી તેને જૈન ધર્મમાં ખરેખરી શ્રદ્ધા બેઠી, તેનામાં સમકિત પ્રગટયું. બાદ આચાર્ય પાસે વ્રત ગ્રહણ કરી પોતે આપેલા વચન પ્રમાણે તે પરમ શ્રાવક થયો. ત્યારથી તે બીજા ધર્મને ચિત્તમાં પણ ધારણ કરતો નહિ. એ પ્રમાણે પોતાના ભાઇને પ્રતિબોધ પમાડી શોભનાચાર્યે પોતાના ગુરૂ પાસે જવા વિહાર કર્યો.

---

૨. (લાલ રંગવાળો) પોથીનો રસ.

## પાઠ ૫. ધનપાળ અને શોભનાચાર્ય ભાગ ૨.

હવે ધનપાળ પણ સંભાળ પૂર્વક સુખે કરીને શ્રાવકના આચાર વિચાર શોભા ભરેલી રીતે પાળવા લાગ્યો. એક વખત કોઈ અદેખા બ્રાહ્મણે ભોજરાજાને કહ્યું કે 'હે નૃપતિ, તમારો પુરોહિત ધનપાળ જિન સિવાય બીજા કોઈ દેવને નમસ્કાર કરતો નથી.' રાજાએ કહ્યું કે 'જો એમ હશે તો હું તેની પરીક્ષા કરીશ.' પછી એક વાર રાજા મહાકાળને મંદિરે પરિવાર સહિત દર્શન કરવા ગયો. બધાએ તે દેવને નમસ્કાર કર્યા પણ ધનપાળે તેમ ન કરતાં પોતાની વીંટીમાં રહેલા જિનબિંબને નમસ્કાર કર્યો. આ વાત ભોજરાજાએ જાણી એટલે પોતાને રાજમહેલે આવીને પુષ્પ તથા ધૂપ વગેરે પૂજાની સામગ્રી મંગાવી અને ધનપાળને બોલાવી હુકમ કર્યો કે 'ધનપાળ, દેવપૂજા કરીને પાછો આવ.' ધનપાળ તરતજ ઉભો થયો અને પૂજાસામગ્રી ગ્રહણ કરીને દેવપૂજા કરવા ચાલ્યો.

ધનપાળે પૂજાસામગ્રી સાથે ભવાનીના મંદિરમાં પ્રવેશ કર્યો. પેસતાં જ તે ભયભીત થયો અને પૂજા કર્યા સિવાય બહાર નીકળ્યો. પછી રૂદ્ર (શંકર) ના મંદિરમાં ગયો. ત્યાં પણ આમ તેમ જોઇને તરત જ બહાર નીકળ્યો અને વિષ્ણુના મંદિરમાં પેઠો. ત્યાં પણ કોઈ લુગડાનો પડદો કરી તરતજ બહાર નીકળ્યો. પછી શ્રી ઋષભદેવ ભગવંતના દહેરાસરમાં જઇને પ્રશાંત ચિત્તવડે પ્રભુની પૂજા કરી અને રાજદ્વારે આવ્યો. રાજાએ તેની

 

પાછળ એક છૂપી તપાસ રાખનાર માણસને મોકલ્યો હતો તેના મુખથી પ્રથમજ સર્વ હકીકત જાણી હતી, એટલે ધનપાળને પૂછ્યું, 'તેં દેવપૂજા કરી?' ધનપાળે ઉત્તર આપ્યો, 'હા, મહારાજ, સારી રીતે કરી.' રાજાએ પૂછ્યું, 'તું ભવાનીની પૂજા કર્યા સિવાય ભયભીત થઇને તેના મંદિરમાંથી કેમ બહાર નીકળ્યો?' તેણે કહ્યું, તે દેવીના હાથમાં લોહીથી ખરડાયેલું હથિયાર હતું, લલાટે ભ્રૂકુટી ચઢાવેલી હતી અને પાડાને મર્દન કરવાની ક્રિયા કરી રહી હતી. એવી રીતે તેને જોઇને ભય પામવાથી અને હમણાં લડાઇનો વખત છે, પૂજાનો નથી, એમ જાણીને પૂજા કર્યા સિવાય હું તરત જ બહાર નીકળ્યો.

ફરીથી રાજાએ પૂછ્યું, 'તેં રૂદ્રની પૂજા કેમ ન કરી?' ધનપાળ બોલ્યો:—

જેને કંઠ નથી તેના કંઠને વિષે પુષ્પમાળા કેમ હોઈ શકે? જેને નાસિકા નથી તેને ગંધ અને ધૂપ શા માટે હોય? જેને કાન નથી તેના કાનમાં ગીતનો નાદ કેવી રીતે સંભવે? અને જેને ચરણ નથી તેના ચરણમાં હું પ્રણામ શી રીતે કરૂં?'*

---

* अकंठस्य कंठे कथं पुष्पमाला?
विना नासिकायाः कथं गंधधूपौ?
अकर्णस्य कर्णे कथं गीतनादः?
अपादस्य पादे कथं मे प्रणामः? ॥१॥

# પાઠ ૬. ધનપાળ અને શોભનાચાર્ય ભાગ ૩.

રાજાએ ફરીને પૂછ્યું, 'તું વિષ્ણુની પૂજા કર્યા સિવાય તેમની સન્મુખ વસ્ત્રનો પડદો કરીને જલ્દી કેમ તેના મંદિરમાંથી બહાર નીકળ્યો?' ધનપાળ બોલ્યો, 'વિષ્ણુ પોતાની સ્ત્રીને ખોળામાં રાખીને બેઠા હતા, તેથી મેં વિચાર્યું કે 'હમણાં તેઓ અંતઃપુરમાં બેઠેલા જણાય છે, માટે અત્યારે પૂજાનો સમય નથી; કેમ કે કોઈ સામાન્ય પુરૂષ પણ જ્યારે પોતાની સ્ત્રી પાસે એકાંતમાં હોય છે ત્યારે ડાહ્યા પુરૂષો તેની પાસે જતા નથી તો આ તો ત્રણ ખંડના સ્વામી કહેવાય છે માટે આમની પાસે એકાંતમાં જવાય જ કેમ?' એમ વિચારીને દૂરથી જ પાછો વળ્યો અને રસ્તે જતા આવતા માણસોની દૃષ્ટિ ન પડે માટે તેમની આડો વસ્ત્રનો પડદો કર્યો.

વળી રાજાએ પૂછ્યું કે 'તેં મારી આજ્ઞા વિના ઋષભદેવની પૂજા કેમ કરી?' તેણે કહ્યું કે 'તમે દેવ-પૂજા કરવા માટે આજ્ઞા આપી હતી પણ દેવત્વ તો મેં શ્રી ઋષભદેવ ભગવાનમાંજ જોયું અને તે કારણથીજ મેં તેમની પૂજા કરી. તેમનામાં મેં જે દેવપણું જોયું તેનું સ્વરૂપ આ પ્રમાણે હતુંઃ—

તેમને શાંતરસમાં ડૂબેલાં બે ચક્ષુઓ હતાં, મુખરૂપી કમળ પ્રસન્ન હતું, ખોળો સ્ત્રીના સંગથી રહિત હતો અને

બે હાથ હથિયારના સંબંધ વગરના હતા, તેથી આ જગતમાં વીતરાગ દેવ તેઓજ સમજાયા* વળી ધનપાળે કહ્યું, 'હે રાજન્, જે દેવમાં રાગદ્વેષ હોય તેઓ અદેવ છે, કારણ કે તેઓમાં દેવપણું નથી અને તેથી તેઓ સંસારથી તારનાર હોતા નથી. તારનાર તો જેઓમાં દેવપણાના ગુણ હોય છે તેઓજ છે અને તેવા તો આ લોકમાં એક શ્રી જિનેશ્વર જ દેવ છે, તેથી પંડિત પુરૂષોએ મુક્તિ મેળવવાને માટે તેવા દેવની જ સેવા કરવી જોઇએ.' આ પ્રમાણેના દલીલવાળાં ધનપાળનાં વચનો સાંભળીને કુદેવને વિષે મનમાં શંકાવાળો થઈ તે ભોજરાજા તેની પ્રશંસા કરવા લાગ્યો.

---

* प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं,
वदनकमल मंकः कामिनीसंगशून्यः
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं,
तदसि जगति देवो वीतरागस्त्वमेव.

# પાઠ ૭. સંપ ત્યાં લક્ષ્મી.

કોઇ એક ધર્મી શાહુકાર સૂતો હતો તે વખતે લક્ષ્મી (દેવી) એ આવીને તેને કહ્યું કે 'હે શેઠ, હવે હું તારા ઘરમાંથી જવાની છું માટે તારે મારી પાસે કંઇ વરદાન માગવું હોય તો માગી લે, હું દેતી જાઉં.' શેઠે જાગ્રત્ થઇને કહ્યું, 'હું અત્યારે નહિ માગું, કાલે મારા કુટુંબીઓને પૂછીને માગીશ.' લક્ષ્મી કહે 'ભલે કાલે માગજે.' પ્રભાતે શેઠે કુટુંબવર્ગને એકઠો કરીને પૂછ્યું કે 'આપણી લક્ષ્મી તો હવે જવાનું કહે છે, પણ એક વરદાન માગવાનું કહી ગઈ છે, તો હવે તમે બધા કહો તે માગું'. ઉત્તરમાં કોઈએ અમુક દ્રવ્ય માગવા કહ્યું અને કોઈએ બીજું વરદાન માગવા કહ્યું. સૌએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે જુદી જુદી માગણી કરવા કહ્યું. છેવટે શેઠના ન્હાના દિકરાની વહૂ બહુ સદ્‌ગુણી અને ડાહી હતી તેણે કહ્યું, 'પિતાજી, લક્ષ્મી રહો કે જાઓ પણ આપણા કુટુંબમાં સુસંપ અચળ રહે, એવું વરદાન માગો.' શેઠને ગળે એ વાત બરાબર ઉતરી. બાદ રાત્રે લક્ષ્મી આવી અને શેઠને કહ્યું કે 'વરદાન માગ.' શેઠે કહ્યું, 'મારા કુટુંબમાં સંપ રહે, એવું વરદાન આપ'. એટલે લક્ષ્મીએ કહ્યું કે શેઠ, 'હવે મારાથી જવાશે નહિ, કારણ કે તેં સંપ માગ્યો તો જ્યાં સંપ હોય ત્યાં મારે રહેવું જોઈએ, સંપ હોય ત્યાં લક્ષ્મીનો વાસ હોય છે.' આ પ્રમાણે કહીને લક્ષ્મી (દેવી) અદૃશ્ય થઈ અને શેઠ સંપ તથા લક્ષ્મીના નિવાસ વડે સહકુંટુબ સુખી થયો.

આ દષ્ટાંત ઉપરથી બહુ બોધ લેવા જેવું છે. સંપ કેવી ઉત્તમ વસ્તુ છે? તેનું પરિણામ કેવું સારૂં આવે છે? તે આ દષ્ટાંત બરાબર સમજાવી આપે છે. હાલમાં જે જે કુટુંબો દુઃખી થતાં દષ્ટિએ પડે છે તે સઘળાંમાં સંપનો અભાવ અને કુસંપની વૃદ્ધિ દેખાય છે; તેમ જે જે કુટુંબો સારી સ્થિતિમાંથી નબળી સ્થિતિમાં આવતાં જણાય છે, તેમાં પણ પ્રથમ બાપ દિકરામાં, ભાઇ ભાઇઓમાં, સાસુ વહૂઓમાં કુસંપની ઉત્પત્તિ થયેલી જોવામાં આવે છે અને તેને પરિણામે લક્ષ્મીનો વિનાશ થાય છે. જે સંપ રાખવામાં કાંઈ પણ મહેનત પડતી નથી, બીલ્કુલ ખર્ચ નથી અને જેથી અનેક પ્રકારના વિનયાદિ ગુણની તથા લક્ષ્મીની પણ વૃદ્ધિ થાય છે તેને જાળવવા માટે સમજુ મનુષ્યો પણ મહેનત કરતા નથી, એ કેવું અજ્ઞાન?

એક વખતે શક્રને લક્ષ્મીએ કહ્યું હતું કેઃ—

અનુષ્ટુપ્ છંદ.

गुरवो यत्र पूज्यन्ते, यत्र वित्तं नयार्जितं;
अदंतकलहो यत्र, तत्र शक्र ! वसाम्यहम्.

‘જયાં ગુરૂજન પૂજાય છે, જયાં ન્યાયથી પેદા કરેલું દ્રવ્ય હોય છે અને જયાં દંતકલહ–કુસંપ હોતો નથી ત્યાં હે ઇંદ્ર, હું વસું છું.’ આ ન્હાનો સરખો શ્લોક પણ બહુ મનન કરવા જેવો છે. કુસંપનો પ્રવેશ એક ઘરમાં, એક કુટુંબમાં, એક જ્ઞાતિમાં, એક સમુદાયમાં, એક ગામમાં

તેમ જ એક દેશમાં જ્યાં જ્યાં જોવામાં આવે છે ત્યાં ત્યાં સર્વ સ્થાનકે તેનાં માઠાં ફળ પ્રત્યક્ષપણે અનુભવવામાં આવે છે. તે છતાં તેનાથી દૂર રહેવાનો વિચાર કરવામાં શા કારણે માણસો પછાત રહે છે, તેનું માત્ર દુર્ભાગ્ય સિવાય બીજું કાંઇ પણ કારણ સમજાતું નથી. માટે સુજ્ઞ મનુષ્યોએ હરેક પ્રકારના પ્રયત્ન વડે કુસંપના પ્રવેશને અટકાવવો અને સુસંપની વૃદ્ધિ કરવી; જેથી લક્ષ્મી, સુખ, સંતોષ, શાંતિ, ધર્મનું આરાધન, પુન્યનું બંધાવું અને છેવટે સ્વર્ગાદિનાં સુખની પ્રાપ્તિ પણ થઇ શકશે.

# પાઠ ૮. સંપ વિષે.

દોહરા.

સંપ લક્ષ્મીનો વાસ છે, સંપ જંપ સુખદાય;
સૂત્રતંતુ ઝાઝા મળી, કઠણ દોરડું થાય. ૧

વૃક્ષ વૃક્ષમાં ઉછરે, એકલ તો કરમાય;
સંપથકી જે નીપજે, કુસંપથી પલટાય. ૨

બે હાથે તાળી પડે, એકે સરે ન કાજ;
સંપ સાર સંસારમાં, સંપ વધારે લાજ. ૩

ટોળાથી છૂટો પડે, મૃગલો ખોવે પ્રાણ;
કડવું બીજ કુસંપનું, રોપે નહિ સુજાણ. ૪

ગયાં રાજ્ય હિંદુતણાં, થયા પછી સુલતાન;
સંપ વિના ઊડી ગયાં, રહ્યાં ન નામ નિશાન. ૫

પાંડવ કૌરવ સંપ વિણ, ક્ષય કીધાં નિજ કુળ;
કુસંપથી કે જન થયા, સ્વજન વર્ગ પ્રતિકૂળ. ૬

છપ્પય છંદ.

સંપ લક્ષ્મીનું સ્થાન, સંપ ત્યાં સદા સુધારો,
સંપ લક્ષ્મીનું સ્થાન, સંપ ત્યાં જંપવા વારો;
સંપ લક્ષ્મીનું સ્થાન, સંપ ત્યાં શુદ્ધ બિચારો,
સંપ લક્ષ્મીનું સ્થાન, સંપ ત્યાં વિનયવધારો;
સંપથકી સુખ સંપદા, વધે પુત્ર પરિવાર,
સાંકળચંદ કહે કરો, સંપ સ્વજનમાં યાર. ૧

# પાઠ ૯. વિનય.

જેમ દયા એ ધર્મનું મૂળ છે તેમ વિનયને પણ શાસ્ત્રમાં ધર્મનું મૂળ કહ્યું છે, કેમકે સર્વ ગુણોમાં વિનય ગુણ મોટો છે. વિનય કરવો એટલે સર્વ માણસો સાથે નમ્રતાથી વર્ત્તવું. તેમાં પણ પોતાનાં માતાપિતા, મોટો ભાઈ, વિદ્યાગુરૂ તથા ધર્માચાર્ય વગેરે જે કોઇ પોતાથી જ્ઞાનમાં, વયમાં કે પદવી વગેરેમાં અધિક હોય તે સઘળા સાથે બહુમાન પૂર્વક ચાલવું. તેમનો યોગ્ય આદરસત્કાર કરવો, એટલે તેમને આવતા દેખી ઉભા થવું, બે હાથ જોડી નમન કરવું, બેસવાને આસન આપવું, શરીરની સુખશાતાના ખબરઅંતર પૂછવા; પછી જાય ત્યારે વળાવવા જવું ઇત્યાદિ સદાચરણને વિનય કહેવામાં આવે છે. જે પ્રાણી અહંકારી તથા બડાઇખોર હોય છે તે કોઇનો વિનય કરી શકતો નથી, એટલું જ નહિ પણ તેના તે અવગુણથી પોતામાં જે જ્ઞાનાદિક સારા ગુણ હોય છે તે પણ ઢંકાઈ જાય છે. કેમકે જ્ઞાની મહારાજે કહ્યું છે કે 'વિનય વિના વિદ્યા સંપાદન થાય નહિ અને વિદ્યા વિના સમકિત ( ધર્મની સાચી શ્રદ્ધા ) થાય નહિ. સમકિત વિના ચારિત્ર આવે નહિ અને ચારિત્ર વગર જીવનો મોક્ષ થાય નહિ, માટે મોક્ષનું સર્વોત્તમ સુખ પામવામાં પણ વિનય એ ઉત્તમ ઉપાય છે.' વિનયથી શિષ્ય ઉપર ગુરૂ પ્રસન્ન રહે છે અને ગુરૂની પ્રસન્નતાથી વિદ્યા જલદી આવડે છે. ધન આપવાથી પણ જે કાર્ય સિદ્ધ

થતું ન હોય તે પણ વિનયથી તરત સિદ્ધ થાય છે. તમે સાંભળ્યું તો હશે કે રામની વિનયભક્તિ કરવાથી બિભીષણને લંકાનું રાજ્ય મળ્યું અને રાવણને પોતાના અહંકારને લીધે રાજ્ય છોડવા સાથે પ્રાણ પણ ખોવો પડયો. તેમજ દુર્યોધન પણ ગર્વ કરવાથી માર્યો ગયો. વિનય કરવાથી ગમે તેવા કઠિન કાર્યની પણ સિદ્ધિ થાય છે, તે ઉપર આ નીચે એક બોધદાયક કથા આપીએ છીએ.

રાજગૃહી નગરીમાં શ્રેણિક નામે રાજા રાજ્ય કરતો હતો. તે ગામમાં એક ચંડાળ રહેતો હતો. એક વખત જ્યારે તે ચંડાળની સ્ત્રી ગર્ભવતી થઈ ત્યારે તેને અકાળે કેરી ખાવાની ઈચ્છા થવાથી ચંડાળને તે લાવી આપવા કહ્યું. ચંડાળ બોલ્યો કે 'આ ઋતુમાં કેરી હોય નહિ એટલે મારો ઉપાય નથી, નહિ તો ગમે તેવી મુશ્કેલી વેઠીને પણ તારી કેરી ખાવાની ઇચ્છા મારા મંત્રબલ વડે જરૂર પુરી કરૂં.' ચંડાળણી બોલી, 'મહારાણીના બાગમાં એક આંબો છે તે સઘળી ઋતુમાં ફળે છે માટે ત્યાંથી કેરી લાવી આપો.' પછી તે ચંડાળ તે બાગમાંથી પોતાના મંત્રબળે હમેશાં કેરીઓ લાવી આપવા લાગ્યો. બાગના માળીને ખબર પડી કે આંબા ઉપરથી કેરીઓ ઓછી થતી જાય છે માટે ચોરી થતી હશે. આ વાત તેણે શ્રેણિક રાજાને જણાવતાં રાજાએ અભયકુમાર નામના બુદ્ધિશાળી પ્રધાનને આ બાબતમાં તપાસ કરવાની આજ્ઞા આપી. તેણે ચોરી કરનાર ચંડાળને યુક્તિથી શોધી કાઢયો. હકીકત પૂછતાં ચંડાળે ગુન્હો કબુલ કર્યો અને અપરાધની ક્ષમા

માગીને પોતાના મંત્રબળ વિષે સાચેસાચું જણાવ્યું. અભયકુમારે કહ્યું, 'મારાથી તને માફી અપાય નહિ પણ તું રાજાને એ વિદ્યા શીખવે તો તે ઉપકારના બદલામાં હું તને છોડાવી શકું.' ચંડાળે તેમ કરવા હા, કહી એટલે તે બન્ને રાજા પાસે ગયા અને અભયકુમારે સઘળી વાત શ્રેણિક રાજાને જણાવી. પછી ચંડાળે રાજાની સામા ઉભા રહીને થરથરતે પગે રાજાને વિદ્યા શીખવવા માંડી પણ રાજાને તે વિદ્યા આવડી નહિ. ત્યારે અભયકુમાર બોલ્યો 'મહારાજ! વિદ્યા ભણવાની આ રીત ન હોય. જો આપને અવશ્ય એ વિદ્યા શીખવી હોય તો સામા આવી ઉભા રહો અને ચંડાળને સિંહાસન આપો.' રાજાએ તેમ કર્યું એટલે તરતજ વિદ્યા પ્રાપ્ત થઈ.

આ ઉપરથી બોધ લેવાનો એ છે કે ચંડાળ સરખાનો પણ વિનય કર્યા વગર શ્રેણિક જેવા રાજાને વિદ્યા સાધ્ય થઈ નહિ માટે સદ્વિદ્યાને સાધ્ય કરવા અવશ્ય વિનય કરવો જોઇએ.

વિનય એ ઉત્તમ વશીકરણ છે, તેથી ગુરૂનો, વિદ્વાનનો, માતાપિતાનો અને પોતાથી મોટાનો વિનય કરવો, એમાં આપણું ઘણુંજ હિત રહેલું છે.

# પાઠ ૧૦ વિનય વિષે.

( કવ્વાલી. )

મહેલ જો ધર્મનો ચણીએ,
પ્રથમ પાયો વિનય ખણીએ;
ટકે એ મહેલ ખરી અણીએ,
વિનયને ધર્મમૂલ જાણો. ૧

દેવગુરૂનો વિનય કરીએ,
વડિલનો વિનય આદરીએ;
વધે વિદ્યા વિનય ધરીએ,
વિનયને ધર્મમૂલ જાણો. ૨

નમે ફળભારથી વૃક્ષો,
વિનયફળથી નમે દક્ષો;*
દીપે કુળ માત પિતુ પક્ષો,
વિનયને ધર્મમૂળ જાણો. ૩

ધર્મ કે કર્મ નહિ સાચાં,
વિનય વિણ કામ સૌ કાચાં;
ન શોભે વિનય વિણ વાચા,
વિનયને ધર્મમૂલ જાણો. ૪

સ્વાર્થ પરમાર્થ સૌ સાધો,
વિનયથી સુજશ જગ વાધો;
બાળકો વિનય આરાધો,
વિનયને ધર્મમૂલ જાણો. ૫

---

* ડાહ્યા માણસો.

# પાઠ ૧૧. શ્રાવકની કરણી ભાગ ૧.

૧ શ્રાવકે નિદ્રા થોડી લેવી અને સવારે વહેલા ઊઠીને પોતાના દેવગુરૂને યાદ કરી ઉચિત ધર્મક્રિયા (પ્રતિક્રમણ સામાયિક ) કરવી.

૨ સવારે ઊઠીને માબાપને નમસ્કાર કરવો.

૩ શ્રાવકે નહિ ખાવા યોગ્ય બાવીશ અભક્ષ્ય તથા બત્રીશ અનંતકાય વસ્તુ છે, તેનો સંપૂર્ણ ત્યાગ કરવો.

૪ પોતાની શક્તિ પ્રમાણે સવારે નવકારશી વગેરેનું અને સાંજે ચઉવિહાર આદિનું પચ્ચક્ખાણ કરવું.

૫ હંમેશાં જિનેશ્વરની દ્રવ્યથી તથા ભાવથી પૂજા કુ-કરવી. ઉપાશ્રયે જઈ સદ્ગુરૂને વંદન કરી તેમની પાસે વિનયપૂર્વક દરરોજ થોડો થોડો પણ જ્ઞાનનો અભ્યાસ કરવો.

૬ શ્રાવકે ધર્મ સંબંધી દ્રવ્યને પોતાના ઉપયોગમાં લેવું નહિ તેમજ બીજાથી તેનો વિનાશ થતો હોય તો અટકાવવો; તેમજ દેવસ્થાનનું કંઈ પણ દેવું પોતાને માથે રાખવું નહિ અને હોય તો જેમ બને તેમ વેળાસર ચૂકવી દેવું. કેમકે દેવ, ગુરૂ અને જ્ઞાનાદિકનો પૈસો થોડો પણ પોતાના ઉપયોગમાં લેવાથી અથવા છતી શક્તિએ તેનો નાશ થતો ન અટકાવવાથી ઘણા જીવોને ભારે દુઃખ ભોગવવાં પડયાં છે, એમ શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે.

૭ શુદ્ધ શ્રાવકો આશાતનાના ભયથી દેહરાદિકનાં ઘરમાં ભાડે વસતા નથી એટલે એવાં ઘરો ભાડે લેતા નથી, માટે પાપથી ડરનારા શ્રાવકોએ જેમ બને તેમ શાસ્ત્રના નિયમ પ્રમાણે સંસારવહેવારની નીતિ સાચવવી.

૮ શ્રાવકે કોઈનું પણ દેવું માથે રાખવું નહિ અને થયું હોય તો કરાર પ્રમાણે વગરમાગ્યે પાછું આપવું.

૯ શ્રાવકે કોઇ પણ પ્રકારના પાપવ્યાપારે કરી અનીતિએ ધન ઉપાર્જન કરવું નહિ; પાપ ન લાગે એવી રીતે વ્યાપાર કરી નીતિપૂર્વક આજીવિકા ચલાવવી.

૧૦ શ્રાવકોએ મુખ્ય કરીને ધર્મીજનો સાથેજ વ્યાપાર કરવો.

૧૧ ઘણું ધન જતું રહે તોપણ ધર્મકરણીમાં આળસ કરવું નહિ.

૧૨ ઘણું ધન મળે તો પણ મોટા સાથે અહંકાર કરવો નહિ.

૧૩ પોતાના શેઠ, મિત્ર કે બીજા કોઇ, જેમણે આપણને ભરોસાથી કામ સોપ્યું હોય તેમનો વિશ્વાસઘાત કરવો નહિ, કેમકે તેથી મહાપાપ લાગે છે.

૧૪ સાક્ષી રાખ્યા વગર મિત્રને ત્યાં પણ ધન રાખવું નહિ.

૧૫ પોતાની શક્તિ પ્રમાણે શોભતો પોશાક પહેરવો પણ અપકીર્ત્તિ થાય તેવો ઉદ્‌ભટ કે મલિન પોશાક તો કદીપણ પહેરવો નહિ.

૧૬ ધર્મમાં યથાશક્તિ ધન ખરચવું. તેમાં પણ જ્ઞાનનાં તથા બીજાં ધર્મનાં કામમાં કે ધર્મનાં મકાન વગેરે બગડી જતાં હોય તેને સુધારવામાં ધનનો વ્યય વિશેષે કરીને જરૂર કરવો.

---

## પાઠ ૧૨. શ્રાવકની કરણી ભાગ ૨.

૧૭ પ્રભાતે ઊઠીને પોતાના દેવ ગુરૂ કોણ છે, ધર્મ શું છે, કુળને ઉચિત આચાર શું છે અને વ્યાપાર સદોષ છે કે નિર્દોષ, તે વિચારવું.

૧૮ સાંસારિક તથા ધાર્મિક કાર્યો કરતી વખતે તે તે બાબતોમાં પ્રભુની આજ્ઞા શી છે, તે વિચારવું.

૧૯ ગુરૂ મહારાજને સૂઝતો આહાર વહોરાવીને પછી જમવું. ઉત્તમ શ્રાવક તો પોતાને ત્યાં નીપજેલી રસવતીનું દેહરાસરે નૈવેદ્ય ધરીને પછી જમે.

૨૦ સાધર્મિક બંધુની આહાર, વસ્ત્ર તથા ઔષધ વગેરેથી યથાશક્તિ ભક્તિ કરવી અને દીન, દુઃખી તથા અનાથ મનુષ્યને જોઇને તેમના પ્રત્યે વિશેષ દયાભરેલું વર્ત્તન રાખવું.

૨૧ રાત્રિભોજન કરવામાં ઘણાજ દોષો રહેલા છે તેથી તે કદી ન કરવું, તેમજ સાજી, સાબુ, ગળી, મધ તથા રંગવાના વગેરે પાપવાળા ધંધા ન કરવા.

૨૨ પાણી હંમેશાં સવારસાંજ બે વાર ગળવું. અણગળ પાણીએ ન્હવાય નહિ, કપડાં ધોવાય નહિ તો પછી તે પીવાય તો કેમ? તેમ કરવામાં અપાર દોષ રહેલા છે. ન્હાવામાં પણ ગળેલું પરિમિત-માપસર જળ વાપરવું.

૨૩ પંદર કર્માદાન (મહાપાપવાળા વ્યાપાર) છોડવા. નકામું પાપ લાગે તેવું બોલવું નહિ, તેવો આદેશ ઉપદેશ દેવો નહિ તેમજ તેવું આચરણ આચરવું નહિ.

૨૪ મહીનામાં પાંચ તિથિ આરંભ (પાપવાળાં) કામ—ન્હાવું, ધોવું વગેરે કરવાં નહિ. આ દિવસોમાં તો ધર્મ વિશેષ સાધવો.

૨૫ તેલ, છાશ, દૂધ, દહીં, ઘી વગેરેનાં વાસણ ભૂલ્યે ચૂકયે પણ ઉઘાડાં ન મૂકવાં. ઇંધન, છાણાં, ચૂલો, પાણિયારૂં તપાસવા ખખેરવા પૂંજવા પ્રમાર્જવામાં જયણા રાખવી. જૈન ધર્મ દયામય છે. દયા ગઈ તો બધું ગયેલું સમજવું.

૨૬ વચન પણ વિચારીને બોલવાં. કોઇને છાતીએ વાગે, આઘાત પહોંચે કે તેના ગુપ્ત દોષ જાહેરમાં આવે તેવું, કદી બોલવું નહિ.

# પાઠ ૧૩. માબાપ પ્રત્યે ફરજ.

માબાપની સેવા મન, વચન અને કાયા, એ ત્રણ પ્રકારે થાય છે. કાયાએ કરીને પિતાના શરીરની સેવાભક્તિ સેવકની પેઠે વિનયપૂર્વક કરવી. પિતાના મુખમાંથી વચન નીકળતાંજ તે પ્રમાણે કરવું. પિતાના શરીરની સેવા કરવી. તેમના પગ ધોવા, ચાંપવા. પિતાને ઊઠાડવા. તેમને ભોજન શય્યા અને વસ્ત્ર વગેરે જોઇતી ચીજોની જોગવાઈ વિનયપૂર્વક જરૂર કરી આપવી, પરંતુ કોઇ રીતે તેમને ઓછું આવવા દેવું નહિ. પિતાની સેવાચાકરી નોકર પાસે ન કરાવતાં પોતેજ કરવી જોઇએ. પિતાની મરજી પ્રમાણે વર્ત્તવું. કદાપિ પિતા કઠણ વચન કહે તો પણ સત્પુત્રે ક્રોધ ન કરવો. પિતાના ધર્મસંબંધી મનોરથ પુરા કરવાઃ એ વગેરે ઉચિત આચરણ પિતા સાથે આચરવાં.

માતાની સાથે પણ એજ પ્રમાણે પિતાની માફક ઉચિત આચરણ આચરવાં, પરંતુ પિતા કરતાં માતાના મનોરથ અધિક પુરવા. દેવપૂજામાં, ગુરૂસેવામાં, ધર્મશ્રવણમાં, આવશ્યકાદિક ધર્મકરણીમાં તથા સાત ક્ષેત્રમાં[1] માતાની મરજી પ્રમાણે ધન વાપરવું. તીર્થયાત્રામાં, અનાથને આશ્રય આપવામાં, દીનનો ઉદ્ધાર કરવા વગેરેમાં માતાના મનોરથો વિશેષે કરીને પૂર્ણ કરવા.

---

[1] સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જીર્ણચૈત્યોદ્ધાર, પ્રતિમા અને જ્ઞાન.

કેમકે માતાપિતાને ધર્મમાં જોડવા જેવો બીજો કોઇ ઉપકાર જગતમાં નથી. બીજા કોઈપણ પ્રકારે માતાપિતાના ઉપકારનો બદલો સંતાન વાળી શકે તેમ નથી. પિતા કરતાં પણ માતાને અધિક પૂજ્ય જાણવી. પશુ જ્યાંસુધી ધાવે છે ત્યાંસુધી તે પોતાની માતાને માતા જાણે છે; અધમ માણસ આહાર કરતાં ન શીખ્યો હોય ત્યાંસુધી પોતાની માતાને માતા સમજે છે, મધ્યમ માણસ ઘરનાં કામકાજ કરે ત્યાંસુધી પોતાની માતાને માતારૂપ ગણે છે. પણ જે પુરૂષ પોતાની માતાને, જીવે ત્યાંસુધી નિરંતર તીર્થ સમાન માની, તેની સેવાભક્તિ કરે છે તે ઉત્તમ પુરૂષ જાણવો અને સુપુત્ર પણ તેજ જાણવો.

એવીજ રીતે માત્ર પોતાનો પુત્ર છે એમ સમજીને-જ જે સુખ માને છે તે પશુમાતા અથવા અધમ માતા જાણવી; પુત્ર કમાતો હોય ત્યાંસુધી તેનાથી સુખ માને તે મધ્યમ માતા જાણવી, પણ પોતાનો પુત્ર ધીર, વીર, સદાચારી અને ધર્માચરણી હોય તોજ પોતે સંતોષ પામે તે ઉત્તમ માતા જાણવી. આ વાત પ્રસંગે કહેલી સમજવી.

---

## પાઠ ૧૪. ભાઈભાંડુ પ્રત્યે ફરજ.

હવે ભાઇભાંડુ સાથે વર્ત્તવામાં નાના ભાઇએ મોટા ભાઇને પિતા સમાન ગણવો. એટલે હરકોઇ કામમાં પિતાની સમાન મોટા ભાઈનું માન રાખવું, તેની સલાહ

પ્રમાણે કામ કરવું. કદાપિ મોટો ભાઇ ગુસ્સો કરીને કોઇ કામમાં ઠપકો આપે તોપણ તેને સામો ઉત્તર આપવો નહિ, તેનું અપમાન કરવું નહિ. તેમજ મોટા ભાઇએ પણ નાના ભાઈભાંડુ સાથે સ્નેહભાવથી વર્ત્તવું. ઓરમાન ભાઇભાંડુ સાથે, પણ ઓરમાનપણું એટલે કોઈપણ જાતની જુદાઇ દેખાડવી નહિ.

વળી નાના ભાઇનાં સ્ત્રી, પુત્ર, પરિવાર સાથે સલુકાઇથી વર્ત્તવું. પોતાનો ભારબોજ ઘટે એવું અઘટિત આચરણ કરવું નહિ. પરસ્પર પ્રીતિભાવ વધતો જાય એવી રીતે વર્ત્તવું. વેપારરોજગારમાં પણ નાના ભાઇને પૂછવા યોગ્ય વાત હોય તો પૂછવી. મનમાં અંતર રાખી કોઇ વાત છાની ન રાખવી; તેમજ ભાઇથી ધન પણ ગુપ્ત ન રાખવું. વળી કોઈપણ કામકાજમાં કે વેપારમાં ભાઇને કોઇ માણસ છેતરી ન જાય તેને માટે તેને મીઠાં વચને હિતશિક્ષા આપવી. ભાઇને જો કોઈ ખોટી સંગત લાગી હોય અથવા કોઈ જાતની ખરાબ ટેવ પડી હોય તો મધુર વચને શિખામણ આપવી અથવા તેના મિત્રો કે સગાસંબંધીઓ મારફત અપાવવી; ઇત્યાદિ યુક્તિએ કરીને તેને સમજાવવો પણ તેનો તિરસ્કાર તો કદી કરવો નહિ; કેમકે તેમ કરવાથી વખતે તે નિર્લજ, અમર્યાદ અને બેપરવા બનીને ગમે તેમ વર્તે કે સામો બોલી ઊઠે, માટે ભાઇઓ સાથે હૃદયમાં સ્નેહ સહિત વર્ત્તવું. તેમ છતાં ભાઇ અવિનય ન મૂકે ત્યારે સમજુ માણસે મનમાં વિચારવું કે તેની પ્રકૃતિ એવી છે, એમ

ધારીને ઉદાસીનપણે વર્ત્તવું. એવીજ રીતે ભોજાઈ સાથે, તેના પુત્રો સાથે અને પુત્રની વહૂ સાથે ખાવાપીવામાં અને માનસ-માનમાં સમદષ્ટિ રાખવી. કોઈપણ જાતનું મનમાં કે આચરણમાં અંતર—ન્યૂનાધિકતા—રાખવું નહિ. મિત્રાદિકને પણ સમાન ગણીને ધર્મકાર્યમાં અવશ્ય પ્રેરણા કરી જોડવા પણ બૂરૂં કામ કરવામાં તેમને સહાયકારી કદી થવું નહિ. એ રીતે ભાઇભાંડુ સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણો કહ્યાં છે.

---

## પાઠ ૧૫. સ્ત્રી પ્રત્યે ફરજ.*

પોતાની સ્ત્રી સાથે હંમેશાં આનંદી સ્વભાવથી વર્ત્તવું. સ્ત્રી પાસે સ્નાન, મર્દનાદિક યથાયોગ્યપણે કરાવવું. જ્યારે પતિ પત્ની ઉપર સાચો વિશ્વાસ રાખે ત્યારે પત્ની પણ પતિ ઉપર સાચો સ્નેહ રાખે, અને કદીપણ તેના પ્રત્યે બૂરૂં આચરણ આચરે નહિ. તેથી સ્ત્રીને નિશ્ચય પ્રેમનું ભાજન સમજી તેને દેશ, કાળ, કુટુંબ અને ધનાદિકને અનુકૂળ વસ્ત્રાભૂષણ આપી સંતોષવી, જેથી કરીને ઘરમાં લક્ષ્મીની વૃદ્ધિ થાય.

રાત્રિના વખતે સ્ત્રીને વિનાકારણે ક્યાંઇ પણ જવા દેવી નહિ, તેમજ તેને દુરાચારી, પાખંડી કે ખળ પુરૂષો

---

* આ પાઠ બાળવિદ્યાર્થીઓને ચલાવવાની જરૂર નથી.

તેમજ જોશી કે જોગટાની સોબત કરવા દેવી નહિ. સ્ત્રી ઘરના કામમાં નિરંતર મન રાખે, તેમજ ધર્મકરણી, દેવદર્શન તથા પ્રતિક્રમણાદિ કરવા માટે દેહરે કે ઉપાશ્રયે જાય ત્યાં પણ માતા, બેન, સાસુ કે બીજી કોઈ સુશીલ ધર્મી સ્ત્રીઓ સાથે જાય આવે, તેવો પ્રબંધ કરવો. વળી સુપાત્રે દાન દેવું, સગાંસંબંધીનું સન્માન કરવું, રસોઇ કરવી ઇત્યાદિ ઘરનાં કામમાં, ઘરમાં ચોકખાઈ રાખવામાં, ગોઠવણમાં, સાચવણમાં, કુટુંબનાં નાનાં મોટાં સર્વ માણસોની યોગ્ય સંભાળ રાખવામાં અને ટુંકામાં ઘરનો સઘળો કારભાર યોગ્ય રીતે ચલાવીને ઘરને શોભાવવામાં સ્ત્રી કારણ રૂપ છે અથવા ઘરની શોભાનો સઘળો આધાર સ્ત્રી ઉપર છે, માટે સ્ત્રીઓને સારી વ્યવહારોપયોગી તેમજ ધાર્મિક કેળવણી યોગ્ય રીતે આપવી તથા અપાવવી. સ્ત્રીનો કદીપણ ચાર માણસ દેખતાં તિરસ્કાર કરવો નહિ અને મારકૂટ તો કોઇ દિવસ પણ કરવી નહિ. એવે વખતે તેને યુક્તિ-પૂર્વક અને પ્રેમ સહિત વિવેક શીખવવો. વળી ભરતારે ઘણો કાળ પરદેશમાં રહેવું નહિ. તેમજ સ્ત્રીની પાસે ધનની હાનિ કે વૃદ્ધિ વિષેની વાત કે ઘરની કોઈ ગુપ્ત વાત પ્રગટ કરવી નહિ, વળી એક સ્ત્રી જીવતાં બીજી સ્ત્રી કદીપણ કરવી નહિ, અને કદાચ પુત્રાદિકને માટે બીજી સ્ત્રી કરી હોય અથવા કરવી પડે તોપણ બન્ને ઉપર સરખો ભાવ રાખવો. એ રીતે સ્ત્રી સાથે સ્નેહથી અને કોમળતાથી વર્ત્તવું પણ કઠિનતાથી વર્ત્તવું નહિ. ટુંકામાં

કહીએ તો સ્ત્રીની યોગ્યતા પ્રમાણે તેની સાથે વર્ત્તવું; તેમજ તેને ધર્મકૃત્યોમાં યથાશક્તિ સહાયકારક થવું પણ હરકત કરવી નહિ. એ પ્રમાણે સ્ત્રી સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણો કહ્યાં છે.

---

## પાઠ ૧૬. પુત્ર તથા સગાં પ્રત્યે ફરજ.

પિતાએ પોતાના પુત્રનું બાલ્યાવસ્થામાં પુષ્ટિકારક ખોરાક ખવરાવીને પોષણ કરવું અને વિવિધ પ્રકારની રમતો રમાડવી કે જેથી કરીને બાળકની બુદ્ધિ, બળ અને કાન્તિ વધે તથા શરીર પુષ્ટ થાય. વળી તેને દેવ, ગુરૂ, ધર્મ અને સુજ્ઞ સજ્જનાદિકની સંગત કરાવવી. ઉત્તમ જાતિવાળા, સારા કુળાચારવાળા અને સુશીલ પુરૂષો સાથે મિત્રાચારી કરાવવી. બાળકને વિદ્યાભ્યાસ ચાલતો હોય, એવા વખતમાં તેનાં બાળલગ્ન કરી તેની સઘળી રીતે કાચી કાંધ ઉપર સંસારની ધુંસરી નાખવી નહિ. વીસ વર્ષની અંદર લગ્ન ન કરવાં; તેમજ કુળ, રૂપ અને સ્વભાવમાં સરખાપણું હોય, અને યોગ્ય કેળવણી લીધેલી હોય, એવી કન્યા સાથે પોતાના પુત્રનું પાણીગ્રહણ કરાવવું. પુત્ર યોગ્ય ઉંમરનો થાય ત્યારે ઘરનો સર્વ પ્રકારનો ભાર તેને સોંપી દેવો. તેમજ પુત્ર સાંભળતાં તેની પ્રશંસા કરવી નહિ. વિશેષે કરીને પુત્રને વ્યવહારોપયોગી તેમજ ધાર્મિક કેળવણી આપવામાં સંભાળભરેલું

ધ્યાન આપવું. એ રીતે પુત્ર સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણો કહ્યાં છે.

માતાપિતાના તથા સ્ત્રીના વડિલપક્ષના સ્નેહી સંબંધી માણસોને સ્વજન કહે છે. આ સ્વજનોનાં ઘરનાં મોટાં કામોમાં હંમેશાં આગળપડતો ભાગ લેવો. સ્વજન કોઇ દુઃખમાં આવી પડે તો તેને દુઃખે દુઃખી થવું એટલે સ્વજન ધનહીન થાય તો તેને બનતી સહાય કરીને તે વિપત્તિમાંથી તેનો ઉદ્ધાર કરવો. કોઇપણ સ્થળે સ્વજનોની નિંદા કરવી નહિ. સ્વજનોના દુશ્મનો સાથે મિત્રાચારી કરવી નહિ. સ્વજન સાથે હાસ્ય તથા કલહનાં વચનો વડે કજીઓ કરવો નહિ. દેવ, ગુરૂ, અને ધર્મનાં કાર્યોમાં સ્વજનોને હંમેશાં સામેલ રાખવા. જે સ્વજનની સ્ત્રીનો પુરૂષ પરદેશ ગયો હોય તે સ્વજનના ઘરમાં એકલા જવું નહિ. બનતા સુધી સ્વજનો સાથે લેવડદેવડનો વહેવાર રાખવો નહિ, કેમકે ધનાદિની આપ લે કરવાથી કોઈવિખત કંકાસ થવાનો સંભવ રહે છે. વહેવારનાં કામોમાં સ્વજન સાથે સલાહસંપથી વર્ત્તવું તથા જિનમંદિરાદિનાં કામો તો સ્વજનો સાથે અવશ્ય હળીમળીને કરવાં; કેમકે આવાં કામો ઘણા સ્વજનો સાથે મળીને કરે તેમાં બળ અને શોભા રહેલાં છે. એ રીતે સ્વજનો સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણો બતાવ્યાં છે.

---

# પાઠ ૧૭. ગુરૂ પ્રત્યે ફરજ.

ધર્માચાર્ય વગેરે પોતાના ગુરૂજનો સાથે અંતરમાં પ્રીતિભાવ રાખીને વર્ત્તવું તથા મનમાં તેઓના ઉત્તમ ગુણોનું નિરંતર સ્મરણ કરવું. કોઈ દિવસ પણ તેમના ઉપર મનમાં રોષ આણવો નહિ. અને કદાચ કોઇ અપ્રીતિવાળું કાર્ય થઇ જાય તો તેની તેમની પાસે નમ્રતાપૂર્વક ક્ષમા માગીને તેઓ પ્રસન્ન રહે તેમ કરવું. ગુરૂએ આજ્ઞા કરતાં જ હર્ષ સહિત તે આજ્ઞા અમલમાં લાવવી. ગુરૂને જોઇતી ચીજ લાવી આપવામાં સદા તત્પર રહેવું. ગુરૂજનોનો પોતાના ઉપર અથાગ ઉપકાર છે, એમ માનીને તેમની મનથી, વચનથી તથા કાયાથી જેમ બને તેમ ભક્તિભરેલી સેવા કરવામાં કસર રાખવી નહિ.

ગુરૂની હિતશિક્ષા તથા ધર્મોપદેશ વગેરે એકચિત્તે કાંઇપણ શંકા રાખ્યા વગર સાંભળવાં. ગુરૂજનનાં વખાણ જાહેર રીતે જ્યાં જ્યાં અવસર હોય-તક મળે-ત્યાં પોતાને મુખે કરવાં,કેમકે તેમ કરવાથી પોતાને તથા બીજાં માણસોને પણ પરિણામે બહુ સારો લાભ થાય છે. ગુણી પુરૂષોની સ્તુતિ કરનારને એવા ગુણની પ્રાપ્તિ થાય છે. વળી લોકમાં પોતે નિંદાખોર નથી પણ કરેલા ગુણને જાણે છે, એવી કીર્ત્તિ પ્રસરે છે. વળી ઉત્તમ ગુરૂની પ્રશંસા સાંભળીને સત્સંગની ઇચ્છા કરનારા જ્ઞાનાભ્યાસીઓ, તેવા ઉત્તમ પુરૂષોના સહવાસમાં આવી જ્ઞાન મેળવવા તત્પર થાય છે.

પોતાના કાર્યથી પોતાના ગુરૂની હલકાઈ દેખાય, એવું આચરણ કદીપણ આચરવું નહિ. ગુરૂ આદિ વડિલોનાં દૂષણ ખોળવાની કે તેઓનાં છિદ્ર તપાસવાની બૂરી ટેવ કદી પાડવી નહિ, એટલુંજ નહિ પણ બીજો કોઇપણ માણસ ગુરૂ આદિ ઉત્તમ પુરૂષોની નિંદા કરતો હોય, ખોડખાંપણ સંબંધી વાતો કરતો હોય તો તેને યોગ્ય શિક્ષાવચન કહી, તે ફરીથી તેમ ન કરે તેવી રીતે, તેને પોતાની શક્તિ મુજબ શાંત પણે સમજાવવો.

ટુંકામાં ગુરૂનો વિનય બહુ કાળજીપૂર્વક પ્રફુલ્લિત ચિત્તે કરવો, કેમકે ગુરૂનો વિનય તથા બહુમાન કરવાથી ગૌતમ આદિ પુરૂષોને બહુ લાભ થયો છે, એવું શાસ્ત્રથી પ્રગટ જણાય છે. વળી દ્રોણાચાર્ય ગુરૂને ઓળખ્યા વગર, માત્ર તેમના ગુણના બહુમાનથી તેમની મૂર્ત્તિ સ્થાપીને, સાક્ષાત્ દ્રોણાચાર્ય ગુરૂ હાજર હોય તેવી રીતે, તેમની નિરંતર સેવા ભક્તિ કરનાર જંગલનો એક સાધારણ ભીલનો છોકરો પણ, બાણકળામાં અતિ નિપુણ થઈ, બાણાવળી કરણની સાથે હરીફાઇ કરવાને શક્તિમાન્ થયો હતો. ગુરૂના વિનયનું એવું ઉત્તમ ફળ છે. એ પ્રમાણે ગુરૂ સાથે વર્ત્તવાનાં ઉચિત આચરણો જાણવાં.

---

# પાઠ ૧૮. બીજી સામાન્ય ફરજો.

બીજા મતવાળો માણસ ભિક્ષાને માટે ઘર આગળ આવે તો તેને યથાશક્તિ આપવું, પણ કોઈ રીતે ધર્મની નિંદા થાય તેમ કરવું નહિ. તેવીજ રીતે રાજાનું માન સાચવવા માટે વિશેષ સંભાળ રાખવી; તેમજ પોતાની શક્તિ પ્રમાણે તેને ભેટાણું આપવું. કદાચ કોઇ મહાન્ પુરૂષ ઘેર આવે તો તેનો સામા ઉભા થઇને યોગ્ય આદરસત્કાર કરવો. કોઈને પણ દુઃખી દેખીને તેના પર દયા આણી તેને સહાય કરવી. દુઃખી જીવો પર દયા રાખવી એટલે દુઃખી, અનાથ, આંધળા, બહેરા, રોગી વગેરે લોકોની દીનતાનું યથાશક્તિ નિવારણ કરવું. જિનશાસનની નીતિ અને તેનો વિવેક બરાબર સમજવો ને આદરવો, કેમ કે તેથી તે શાસનની શોભા વધે છે.

હવે અવસરે જે ઉચિત હોય તેવું બોલવું ગુણકારી છે. છીંક, ઓડકાર તથા હસવું વગેરે એવી રીતે કરવાં કે જેથી અસભ્યપણું દેખાય નહિ. સભાની વચમાં બેસીને આંગળીઓના નખમાંથી મેલ કાઢવો નહિ. નિદ્રા કે વિકથા કરવી નહિ. હોઠ ફરકાવીને માત્ર હસવું પરંતુ મુખ ખોલીને હસવું નહિ. તણખલું તોડવું નહિ. નખથી દાંત ઘસવા નહિ. દાંતથી નખ કાપવા નહિ. અભિમાન કરવું નહિ. ભાટ વગેરેના મુખની પ્રશંસા સાંભળીને ફુલાઈ જવું નહિ. નીચ માણસ આપણને હલકું વચન કહે તોપણ તેને સામું

હલકું વચન કહેવું નહિ. જે વાતનો નિશ્ચય થયો ન હોય તે વાત પ્રગટ કરવી નહિ. કોઈનું બૂરૂં બોલવું નહિ. તથા માતા, પિતા, પુત્ર, ભાઇ, બેન, બનેવી, તપસ્વી, વૃદ્ધ, બાળ, ગોત્રી, ગરીબ, રોગી, આચાર્ય, મિજમાન, અભ્યાગત, મિત્ર અને વૈદ્ય,એ સર્વની સાથે વચન વગેરેથી કલેશ કરવો નહિ.

ઘણા સાથે વેર કરવું નહિ. જે કામમાં લાભ ન હોય તે કામ કરવું નહિ. દરેક કામ લાભાલાભ વિચારીને કરવાં. તથા તપ. બ્રહ્મચર્ય, દયા, દાન વગેરે શુભ કામોમાં બુદ્ધિમાને સર્વમાં આગળવધવું, અગ્રેસર બનવું. સુપાત્ર સાધુને દાન આપી ગર્વ કે ઈર્ષ્યા કરવાં નહિ. દરિદ્રી, પીડિત, સાધર્મિક તથા જ્ઞાતિમાં બુદ્ધિવાળા હોય, ગુણમા મોટા હોય, તે સર્વનું પાલન કરવું.

આપણા કુળમાં જે કામ કરવા યોગ્ય ન હોય તે કદી કરવાં નહિ. જ્ઞાતિભોજન વગેરે પોતાની શક્તિ ઉપરાંત ખર્ચ કરી કરવાં નહિ. વિવેકી માણસે તેલમાં, પાણીમાં, શસ્ત્રમાં, મૂત્રમાં અને રૂધિરમાં પોતાનું મુખ જોવું નહિ, કેમકે તેથી આયુષ્યની હાનિ થાય છે. પોતાનું બોલેલું વચન કાળજીથી પાળવું.

---

# પાઠ ૧૯. દાન તથા ભોજનની રીત.

સુપાત્રે દાન દેવું ઘણુંજ ફળદાયક છે, માટે ભોજન વખતે સાધુઓને વિનંતિ કરી, ઘેર લાવી, ભક્તિપૂર્વક આપણે હાથે દાન દેવું અથવા સ્ત્રી વગેરે પાસે દેવરાવવું. બાદ તેમને આપણા ઘરના દરવાજા સુધી વળાવવા સાથે જવું. જેને ઘેર સાધુ પધાર્યા ન હોય તે મેઘની પેઠે રાહ જોતાં સાધુને આવતા જુએ ત્યારે, મનમાં એમ સમજે કે મારો આજનો દિવસ સફળ થયો. સંત પુરૂષની ભોજનાદિ વડે ભક્તિ કરી ન હોય ત્યાંસુધી ઉત્તમ પુરૂષો ભોજન કરતા નથી. મુસાફરીથી થાકેલાને, રોગીને, શાસ્ત્ર ભણનારને, બાળસાધુને, લોચકરેલાને અને પારણાને દિવસે તપસ્વીને દાન દઇએ તો બહુ ફળ થાય. અભયદાન તથા સુપાત્રદાન મોક્ષનું ફળ આપે છે, અનુકંપાદાન સદ્દગતિ આપે છે તથા ઉચિતદાન અને કીર્ત્તિદાન સંસારનાં સુખભોગ આપે છે. વળી વિશેષે કરીને ભોજન અવસરે યથાશક્તિ સાધર્મિકોને પોતાની સાથે બેસાડી ભોજન કરાવવું, કેમકે તે પણ યોગ્ય પાત્ર છે. તેમાં પણ જ્ઞાન વગેરેનો અભ્યાસ કરનાર અને કરાવનાર સુજ્ઞ સાધર્મી ભાઇઓને ભોજન કરાવવાથી તો ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે.

હવે ભોજન કરવાની રીત આ પ્રમાણે છેઃ—પ્રભાતમાં, સંધ્યા વખતે, અને રાત્રિએ ભોજન કરવું નહિ; તેમજ સડી ગયેલું એટલે વાસી અન્ન કે ચલિત રસવાળી

ચીજો કે ફળાદિ ખાવાં નહિ. માર્ગે ચાલતાં તેમજ જમણા પગ પર હાથ મૂકીને તથા ખાવાની વસ્તુ ડાબા હાથમાં લઇને ભોજન કરવું નહિ. વળી ખુલ્લા આકાશમાં. તડકામાં બેસીને,અંધારામાં કે વૃક્ષને તળે બેસીને અથવા ટચલી આંગળી ઉંચી રાખીને કયારેપણ જમવું નહિ. નગ્ન શરીરે,હાથ,પગ,મુખ ધોયા વગર, મેલે વસ્ત્રે કે ડાબે હાથે ખાવું નહિ. ભીને વસ્ત્રે, મસ્તક લપેટીને, અપવિત્રપણામાં, વ્યગ્ર ચિત્તે, તદ્દન જમીન ઉપર બેસીને, ખાટલા વગેરે ઉપર બેસીને, ભાણું નીચે રાખીને, ઈશાનાદિક ખૂણા તરફ મુખ રાખીને,ચંડાલ વગેરેના દેખતાં, ફૂટેલા પાત્રમાં ખાવું નહિ. તેમજ રજસ્વલા સ્ત્રીએ અડેલી તેમજ ગાયે કે શ્વાને સૂંઘેલી તથા અજાણી અને અભક્ષ્ય વસ્તુ કદાપિ ખાવી નહિ, તેમજ ભોજન કરતાં બચબચાટ શબ્દ કરવા નહિ. વળી તૈયાર કરેલી રસોઇનું દહેરાસરે નૈવેદ્ય ધરીને, દેવગુરૂનું સ્મરણ કરીને તથા સમ આસન ઉપર બેસીને, ઘરના સર્વ સ્વજનોને નોતરીને તથા ઢોરઢાંખર વગેરે સર્વની ભોજનાદિ સંબંધમાં ખબરઅંતર પૂછીને, પોતાના નિયમને સંભારીને, માફક આવે એવું, ઋતુ અનુસાર પથ્ય ભોજન કરવું. ભોજન કરતાં કલેશ તો કદીપણ કરવોજ નહિ. એ વગેરે ભોજનવિધિ વિવેકથી સાચવવો.

# પાઠ ૨૦ સાત સુખ વિષે.

આનંદિત નિત મન રહે, વૈભવ પણ લેવાય:
પહેલું સુખ જાતે નર્યા, કહેવત એ કહેવાય. ૧

બુઢાપણામાં ચાકરી, તોજ રૂડેરી થાય;
બીજું સુખ છે દીકરા, કહેવત એ કહેવાય. ૨

ઘર ધન સારૂં સાચવી, વિવેકથી વપરાય:
ત્રીજું સુખ ગુણિયલ રમા,[1] કહેવત એ કહેવાય. ૩

વસુ પશુ સંગ્રહ મળે, પણ તેથી શું થાય ?
જાર કોઠીએ ચોથું સુખ, કહેવત એ કહેવાય. ૪

રસ સઘળા જેમાં વસે, બાળબચ્ચાંઓ ધરાય:
દુઝણું સુખ એ પાંચમું, કહેવત એ કહેવાય. ૫

નિદ્રા નિર્મળ નિત લહે, મન ચાહે ત્યાં જાય;
છઠ્ઠું સુખ દેણું નહિ, કહેવત એ કહેવાય. ૬

પદપાળે પંથે પળે, તો તો પીડા થાય:
વાહન સુખ એ સાતમું, કહેવત એ કહેવાય. ૭

---

૧ સ્ત્રી.

## પાઠ ૨૧. શ્રદ્ધા વિષે. (સંવાદ.)

ચંપક, તું હમણા ક્યાંઈ બહાર ગયો હતો ? હા, ચંદુ ! હું અંબાજીએ ગયો હતો. હું માંદો હતો ત્યારે મારી બાએ માનતા માની હતી. અમારાં એ કુળદેવી છે પણ હું તો એમ સમજું છું કે કામ પડયે આપણ-ને કામ આવે તે આપણાં કુળદેવી.

ત્યારે તમને અંબાજી ઉપર પણ આસ્થા તો નહિ હોય!

આસ્થાબાસ્થામાં તો આપણે કાંઇ ન સમજીએ પણ મારી બા કહેતાં હતાં કે જરૂર પડયે આપણે એક પછી એક, એમ બધાય દેવોને અજમાવતાં જઇએ તેમાં કોઈ કામ લાગી જાય.

ત્યારે તમે દેવ ઘણા હોવા જોઈએ, એમ માનતા હશો !

ભાઈ, જ્યાં દેવોના ઢગલે ઢગલા હોય ત્યાં એકને માનવા અને બીજાને ન માનવા, એમાં ફાયદો શો ? એ તો ગાય વાળે તે ગોવાળ; લાગ્યું તો તીર નહિ તો થોથું તો છેજ ને ! તેથી અમે વીશ પચીશ દેવની આડત રાખી છે, તેનાં નામ સાંભળઃ–એક ચોકડીઓ, ચરમાળીઓ, બીજો મૂળીનો માંડવરો, પછી ઉંટડિયો હડમાન, સારંગ-પરનો હડમાન, દોર્શાની મેલડી, અંબા, ભવાની, કાળી, બેચ-રાજી, ખોડિયાર, ખોડુનો ખાંભડીઓ, ખોડો મામો, સુરધન, માવડી, રાંદલ, શીતળા, ભૂત, દોદર, ગણેશ, જખ, પીર, પેગંબર વગેરે ઘણા ધારી રાખ્યા છે. કેટલા ગણાવું ?

ત્યારે તમે દવામાં પૈસા તો નહિ ખરચતા હો, કેમ?

ના, તે પણ ખરચીએ. એ બાબતમાં મારી મીઠી માશી કહે છે કે આપણે બેવડે દોરે કામ લેવું; વખતે માનતામાં ન ફાવીએ તો દવાથી ફાવીએ.

ચંપક, તારા જેવા કેળવાયેલાના આવા ગાંડા વિચારો સાંભળી મને બહુ દિલગીરી થાય છે. જો માનતાથી રોગો મટતા હોય તો લોકો હજારો રૂપિયા દવામાં શામાટે ખરચતા હશે? દવા કરતાં છતાં રોગ ન મટે તો એક દેવાધિદેવ વીતરાગ ભગવાનની ખરા ભાવથી સેવાભક્તિ કરવી. તેં ગણાવ્યા તે દેવો તો આવા ભગવાનના ચાકર જેવા ગણાય.

ચંદુ, ઘણી વાર કેટલાંક દરદો દવા કરવાથી નથી મટતાં તે માનતાથી મટે છે. એ મારા અનુભવની વાત છે. મારી માશીને માથામાં ગુંબડું થયેલું તે કોઈ ઉપાયે ન મટ્યું. અંતે મૂળીના માંડવરાયને સવાપાશેર ગોળ માન્યો તેથી મટ્યું. બોલ, હવે તું શો જવાબ દે છે?

ભાઈ, એ સમજવામાં તારી ભૂલ થાય છે. ખરી વાત તો એ છે કે આપણે જે સુખદુઃખ ભોગવીએ છીએ તે આપણે જ કરેલાં કર્મનાં ફળ છે. ગુંબડા માટે દવા કરતાં ખામી રહી હશે તેથી તે પ્રથમ ન મટ્યું. તેં કહ્યું તેમ પ્રથમ પાંચ સાત દેવની માનતા કરી તોપણ ન મટ્યું તેનું કારણ એ કે તે ગુંબડું કાચું હતું. પછી તે કુદરતી રીતે પાકયું તે દવા કે માનતા ન કરી

હોત તોપણ એની મેળે મટી જાત. દરમિયાન માનતા કરી પણ ગુંમડુ તો એની મેળેજ મટયું. એ તો કાગનું બેસવું અને તાડનું પડવું. એના જેવી હકીકત બની બાકી દરદ દેવ મટાડે એ વાત મને તો મિથ્યા જેવી લાગે છે. તારી માશીની સમજણ પેલા લચપચિયા વાણિયા જેવી જ જણાય છે, તે સાંભળઃ–એક વાણિયો અને મુસલમાન દરિયામાં પોતપોતાનાં વહાણોમાં બેસી મુસાફરી કરતા હતા. બનવા કાળ તે દરિયામાં તોફાન થયું અને વહાણો ડૂબવા લાગ્યાં. વાણિયો એક પછી એક બધા દેવને સંભારવા લાગ્યો. એક દેવ મદદ કરવા તૈયાર થાય ત્યાં વાણિયાભાઇને ધીરજ ન રહે અને બીજાને સંભારે. આથી દેવો જાણતા ગયા કે આની અમારામાં ખરી શ્રદ્ધા નથી,તેથી તેઓમાંથી કોઇએ તેને મદદ ન કરી અને અંતે વહાણ ડૂબી ગયું.બીજી તરફ મુસલમાન ભાઈ તો યા અલ્લા ! ખુદા ! પરવરદીગાર ! તારી ઇચ્છા મને બચાવવાની હશે તો મારો વાળ પણ વાંકો થવાનો નથી, એમ માત્ર એકજ દેવની પ્રાથર્ના કરવા લાગ્યો. પરિણામે તેનું વહાણ અથડાતું કૂટાતું કિનારે આવ્યું અને એ રીતે તે બચી ગયો. માટે એકજ સાચા દેવમાં માણસોની શ્રદ્ધા હોય તો તે અવશ્ય ફળે. બાકી દુનિયામાં અજ્ઞાન માણસો ઘણા અને ડાહ્યા થોડા તેથી તારી માશીનું કહેવું પણ અજ્ઞાન લોકો માને. પણ તું અજ્ઞાન ન હોવાથી મારૂં કહેવું વિચારી કબુલ રાખજે અને તે પ્રમાણે જ વર્ત્તન કરજે.

ચંદુભાઈ, ખરેખર હું આજસુધી અંધારામાં કૂટાયો. કોઇએ મને તમારી જેમ ખરી વાતનો પ્રકાશ પાડી સમજાવ્યો નહિ.હવેથી હું તમારી વાતને માથે ચઢાવી અંગીકાર કરૂં છું અને તમારો એ બાબત ઘણો ઉપકાર માનું છું. લ્યો. હવે રજા લઉં છું. જય જિનેંદ્ર ! (પછી બન્ને મિત્રો છૂટા પડે છે.)

---

## પાઠ ૨૨. પિતૃભક્તિ. (સંવાદ.)

મતિલાલ, તું આમ કઈ તરફ જાય છે ?

રતિલાલ, દવાખાને દવા લેવા જાઉં છું.

કોને માટે ?

કોને માટે શું ? આ એક ડોસલાએ જીવ લીધો ! ચાકરી કરી કરીને મરી ગયા પણ ન આ પાર થયો.ન ઓ પાર થયો !

મતિલાલ, તારા જેવા આર્ય બાળકના મોઢામાં આવા શબ્દો શોભે ?

શોભે કે ન શોભે પણ હું તો હવે બહુ કંટાળ્યો છું ! મારાથી એના બળખા લુવાતા નથી અને ઝાડા પેશાબની દુર્ગંધ પણ સહન થતી નથી ! માથું ફાટી જાય છે !

ભાઈ, તને ઉછેરવામાં એ ડોસાએ કેટલો પ્રયત્ન કર્યો હશે, તે તું જાણે છે ?

ઉછેર્યો, એ તો એની ફરજ હતી. એમાં પાડ શેનો?

તેમણે પાડ નથી કર્યો ત્યારે તું ચાકરી કરે છે તેમાં પાડ કરતો હોઇશ ! મૂર્ખ, જરા તો વિચાર કર ! આ તો ઉપકાર કરનાર પિતા છે પણ કોઇ બીજું માંદું હોય તો તેની પણ આપણાથી બની શકતી સેવા કરવી. એ આપણો ધર્મ છે. મનુષ્યની સેવા મનુષ્ય નહિ કરે તો કોણ પશુ કરશે ? તારૂં નાનપણ તને સાંભરે છે ? તારાં માબાપે તારી દુર્ગંધ કેટલી સહન કરી હશે ? તે વખતે એ તેમની ફરજ હતી, આ વખતે આ તારી ફરજ છે. તે તારે બજાવવી જ જોઇએ. ઉપકારી માબાપની સેવા કરવાનું મળે, એ તો મોટા ભાગ્યની નિશાની સમજવી.

એ બધી વાત સાચી. પણ એની પ્રકૃતિ પણ હવે બહુ બગડી ગઇ છે! સેવાચાકરી કરતાં કારવતાં પણ ટકટક કર્યા કરે ! તેથી મનમાં એમ થઈ આવે છે કે આને મૂકીને ક્યાંક ભાગી જાઉં ! પછવાડે એનું ગમે તે થાઓ !

વાહરે વાહ ! માવતર દીકરાને આટલા માટે મોટા કરતાં હશે કેમ ? તેમને દરદનું દુઃખ કેટલું થતું હશે ? દુઃખ સહન ન થાય એટલે જેમ તેમ બોલી જવાતું હશે પણ આપણે તે મન ઉપર ન લાવવું અને આપણી ફરજ બજાવ્યા કરવી. સુપુત્રનો એ ધર્મ છે.

એવી ડાહી ડાહી વાતો કરતાં તો સહુને આવડે, પણ માથે પડે ત્યારે ખબર પડે કે કેટલી વીસે સો થાય ! બાકી મને તો આ સેવાધર્મ બહુ મુશ્કેલ લાગે છે, સમજાતો પણ નથી.

ભાઈ, એ તારૂં કહેવું ખરૂં છે. ભર્તૃહરિએ પણ તેમજ કહ્યું છે,[1] પણ મુશ્કેલ ધર્મનું ફળ પણ કેવું મોટું મળે, એ પણ વિચારવું જોઇએ. દુઃખની પાછળ સુખ રહેલું છે. સેવાધર્મ બજાવવો, એ મનુષ્યજીવનની ખાસ ફરજ છે. તે ન બજાવાય તો માણસ અને પશુમાં ફેર શો ? વળી આપણી હાલ વિદ્યાર્થીઅવસ્થા છે તેમાં આપણે આ ધર્મને કેળવીએ તો ભવિષ્યમાં આપણું જીવન ખરેખરૂં સફળ થાય. સેવા બજાવવી, એ ઘણો મોટો ધર્મ છે માટે તું આજથી એ ધર્મ બજાવવા નિશ્ચય કરી લે અને તારા પિતાની બરાબર ચાકરી કર.

ભાઈ રતિલાલ, તેં આજે મને બહુ સારો બોધ આપ્યો. મને આજ મારી ભૂલો જણાઈ આવતાં તેને માટે બહુ પસ્તાવો થાય છે. હવેથી હું બરાબર તારા કહ્યા પ્રમાણે વર્ત્તી માબાપની સેવાચાકરી ખંત અને આનંદથી કરીશ.

સાબાશ ! સાબાશ ! ! તારા જેવાને એમજ ઘટે. જય જિનેંદ્ર !

---

१ सेवाधर्मो परमगहनो योगीनामप्यगम्यः

# પાઠ ૨૩. મૂરખનો સરદાર.

## દોહરા.

ઘરનારી વ્હાલી નહીં, પરદારાનો પ્યાર;
એને મોટો જાણવો, મૂરખનો સરદાર. ૧

ભાઇઓથી અળગો રહે, રાખી મનમાં ખાર;
પર કુટુંબમાં જઈ મળે, મૂરખનો સરદાર. ૨

સ્નેહી સાથ કપટે રમે, સ્વારથમાં હુશિયાર;
અરિ સાથે હેતે મળે, મૂરખનો સરદાર. ૩

માતપિતાએ જે કર્યા, આજ લગી ઉપકાર;
લેશમાત્ર સમજે નહીં, મૂરખનો સરદાર. ૪

સદ્‌ગુણને અળગો કરી, દુર્ગુણને ધરનાર;
સમજાવ્યો સમજે નહીં, મૂરખનો સરદાર. ૫

જન્મી ઉંચા કુળમાં, કુકર્મનો કરનાર;
નીચો તે અંતે ઠરે, મૂરખનો સરદાર. ૬

પરનું સારૂં દેખીને, ઈર્ષ્યા કરે અપાર;
પોતાની મેળે બળે, મૂરખનો સરદાર. ૭

એકની વાતને સાંભળી, બીજાને કહેનાર;
એને પણ સૌ માનજો, મૂરખનો સરદાર. ૮

# પાઠ ૨૪. શાલિવાહન રાજા.

અનેક પ્રકારનાં સગાં સંબંધીઓ વગેરે પ્રત્યે આપણે કેવું વર્ત્તન રાખવું જોઈએ, તે આગલા પાઠોમાં બતાવવામાં આવ્યું છે. ઉચિત વ્યવહાર સાચવતાં આવડવો, એમાં માણસાઈ રહેલી છે. નહિતર આપણે ઢોર જેવા ગણાઈએ છીએ અને લોકો આપણી મશ્કરી કરતાં આપણને ભાનવગરના કહે છે.

એક વાર શાલિવાહન રાજાને તેનો ઘોડો એક જંગલમાં દૂર લઈ ગયો. રાજા ઘોડા ઉપરથી નીચે ઉતરી એક ઝાડ નીચે ભિલ્લ બેઠો હતો ત્યાં ગયો. ભિલ્લે તેનો આદર-સત્કાર કર્યો અને સાથવાનું ભોજન આપ્યું. રાત્રે સખત ટાઢમાં ભિલ્લ બહાર સૂતો અને રાજાને ઝુંપડીમાં સૂવાડયો. અતિ ટાઢ લાગવાથી ભિલ્લ મરી ગયો. તેની સ્ત્રીને દિલાસો આપી, દસ હજાર સોનામહોર આપી રાજા પોતાને ગામ આવ્યો. પાછળથી રાજાને શંકા પડી કે ભિલ્લે મારી આગતાસ્વાગતા કરી અને છેવટે મારે માટે દુઃખી થઇ મરી ગયો, તેનું ફળ શું મેળવ્યું ? તે કાંઇ સમજાયું નહિ. પછી તેણે પંડિતોને આ બાબતનો ખુલાસો આપવા તાકીદ કરી. એમ કરતાં છ માસ વીતી ગયા. પછી વરરૂચિ નામના મોટા પંડિતે દેવીને પ્રત્યક્ષ બોલાવી તેની પાસે આ બાબતનો ખુલાસો માગ્યો. દેવીએ કહ્યું કે ‘ આ ગામમાં ધનપતિ નામનો વેપારી છે તેને ત્યાં આજથી એક મહીને કોઈ પુત્ર થઇને અવતરશે

તે તને બોલાવશે. તે વખતે રાજાને તેડીને તું ત્યાં જજે એટલે તારી વાતનો ખુલાસો થઈ જશે.' બાદ મહીનો પુરો થયે તે શેઠને ત્યાં પુત્ર અવતર્યો.તેણે પ્રગટ અક્ષરવાળી વાણીથી વરરૂચિને બોલાવ્યો. વરરૂચિ પણ શાલિવાહન રાજાને તેડીને તરતજ ત્યાં ગયો. પછી બાળક બોલ્યો ' હે મહારાજ, તમે જય પામો ! જંગલમાં જે ભિલ્લે તમારી બરદાશ કરી હતી તેજ હું છું અને તેના પ્રભાવથી હું આ નવ ક્રોડ સુવર્ણના સ્વામી શેઠને ત્યાં પુત્રપણે અવતર્યો છું, માટે સેવાનું ફળ આ લોકમાં પણ છે.' આ હકીકત સાંભળીને રાજાની શંકા દૂર થઈ અને સૌ આવી સેવા જેમ બને તેમ વિશેષ બજાવવા લાગ્યા.

આપણે પણ આ કથાનો સાર લઈ ઉચિત આચરણ સાચવવા ધ્યાન આપીએ તો સુખી થઇએ અને દુનિયામાં આપણું જીવ્યું સફળ થાય.

---

## પાઠ ૨૫. ભરણ પોષણ.

આપણે આધારે ઘરમાં માતા, પિતા, ભાઇ, બેન. દાસ, દાસી કે ઢોર વગેરે જે જે હોય તે પોષ્ય કહેવાય એટલે તે સર્વની આપણે સારસંભાળ લેવી જોઇએ અને તેમનું ભરણપોષણ કરવું જોઇએ. પશુપક્ષી પણ પોતાનાં બાળબચ્ચાંની સારસંભાળ લે છે. અનાજનાં દાણા લાવી બચ્ચાંનાં મોઢામાં આપે છે. તેને ઊડતાં શીખવે છે. તેને સૂવા માટે માળા બાંધે છે. શ્રીમં-

તો પોતપોતાને ઘેર અકેક ગરીબ છોકરાનું પોષણ કરે તો જૈન કોમની સ્થિતિ બહુ સુધરી જાય. ક્યાંઇ કોઈ ભૂખ્યો દુઃખ્યો ન રહે. યાદ રાખવું જોઇએ કે ઘરના પોષ્યવર્ગ તથા અન્ય ગરીબોની ભલી આશિષમાં આપણા સુખનું મૂળ રહેલું છે, માટે તેમની આંતરડી જેમ બને તેમ વિશેષ ઠારવી. તેઓ કોચવાય કે નીસાસા આપે, તેવું વર્ત્તન કદી રાખવું નહિ. જેઓ પોતાનો લગ્નાદિનો સ્વાર્થ સર્યે માતપિતા ભાઇ વગેરેથી જુદા થઇ જાય છે અને તેમની સારસંભાળ લેતા નથી, તેમને નિરાધાર સ્થિતિમાં મૂકી દે છે, તેઓ અધર્મી માણસો કહેવાય છે અને તેવાઓથી આ પૃથ્વી ભારે મરે છે. ઉચિત સારસંભાળ રાખનાર જગતમાં પ્રિય થઈ પડે છે અને જ્યાં અને ત્યાં લોકો તેનાં વખાણ કરે છે. ઘરનાં દરેક માણસો તેને અનુકૂળ થઇ જાય છે અને તેથી તે વ્યવહાર અને પરમાર્થનાં કામો સારી રીતે, કોઇ પણ જાતના વિઘ્ન વગર કરી પોતાનો મનુષ્યભવ સુધારી નાખે છે. એથી ઉલટો વર્ત્તી પોષ્યવર્ગની સારસંભાળ ન રાખે તો લોકો મર્યાદા છોડી ગમે તેમ બોલે છે અને વર્ત્તે છે.

સાગર શેઠની વહૂ ગુજરી ગઈ અને ઘરનો ભાર દીકરાની વહૂઓ ઉપર આવ્યો, પણ શેઠ કોઇને સારૂં ભોજન કરતાં કે મનોહર વસ્ત્ર પહેરતાં દેખે તો કજિયો કરે. કોઇ ભિક્ષુક આવ્યો હોય તો તેને એક મુઠી અનાજ પણ આપવા ન દે. શેઠના આવા વર્ત્તનથી ઘરનાં બધાં માણસો કંટાળી ગયાં. એમ કરતાં

કેટલેક વખતે એક યોગિની આવી તેણે વહુઓને આ-કાશગામિની વિદ્યા શીખવી. પછી વહૂઓ રાત્રિને વખતે છાની રીતે ખાવા પીવા અને કાષ્ઠ ઉપર બેસી ફરવા લાગી. આ વાતની એક નોકરને ખબર પડતાં તે કાષ્ઠના પોલાણમાં બેસી ગયો. વહૂઓ સુવર્ણદ્વીપમાં જઇ નીચે ઉતરી. નોકરે ગુપ્ત રીતે જોયું તો બધે સુવર્ણ દીઠું. બાદ વહૂઓ છેટે ગઇ એટલે બહાર નીકળી લેવાય તેટલું સુવર્ણ તેણે લીધું. એમ કરતાં કેટલેક કાળે તે શ્રીમંત થઇ ગયો એટલે નોકરી ઉપર ધ્યાન આપે નહિ. સાગર શેઠે આનું કારણ શોધ્યું અને નોકર પાસેથી બધી હકીકત મેળવી લીધી. પછી તો રાત્રે કાષ્ઠના પોલાણમાં બેસી પોતે પણ વહૂઓ સાથે સુવર્ણદ્વીપમાં ગયો અને સ્થળે સ્થળે સોનું જોઇ લોભને વશ થઇ તેણે ખૂબ સોનું લીધું, તેનો ભાર વધી પડયો. આનું કારણ તપાસતાં સાગર શેઠ હોવાની વાત વહૂઓએ જાણી. બાદ કાષ્ઠ આકાશ માર્ગે ઉડયું અને જ્યારે તે સમુદ્ર ઉપર આવ્યું એટલે વહૂઓએ વિચાર્યું કે આ પાપને આજે ઘરમાં-થી દૂર કરીએ. એમ વિચારી તરતજ તેઓએ તેને દરિયામાં નાખી દીધો અને ઘેર આવીને સુખી થઈ. બીજી તરફ સાગર શેઠ ભૂંડે હાલે મરી દુઃખી થયો. ઉચિત સારસંભાળ ન રાખીએ તો આવું પરિણામ આવે; માટે ઘરમાં આપણે આશ્રિત જે હોય તેની ખાન, પાન, વસ્ત્ર તથા ઔષધ વગેરેથી સંભાળ લેવામાં ખામી આવવા દેવી નહિ, એ આ પાઠનો સાર છે.

# પાઠ ૨૬. કન્યાઓને હિતશિક્ષા

## ભાગ ૧.

૧ દીકરીએ માબાપની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું.

૨ માબાપના ઉપકાર આપણા ઉપર એટલા બધા છે કે તેનો બદલો વાળી શકાતો નથી.

૩ નાનાં કે મોટાં ભાઈબેનો હોય તેની સાથે હેતથી વર્ત્તવું.

૪ ભાઇબેનોને પરસ્પર મીઠાં વચનોથી બોલાવવાં.

૫ રોયા, પીટયા અથવા રાંડ વગેરે અણઘટતા શબ્દો બોલવાની બીલકુલ ટેવ પાડવી નહિ.

૬ ખરાબ શબ્દો બોલવાથી આપણી શોભા ઘટે છે અને આપણે મૂર્ખ કહેવાઈએ છીએ તથા આપણને પાપ લાગે છે.

૭ છોડીઓએ છોકરાઓની સાથે રમવું નહિ.

૮ શરીર તથા વસ્ત્રો સ્વચ્છ રાખવાં.

૯ દરરોજ દેવદર્શને જવું તથા સાધ્વીજી હોય તો તેમને વાંદવા જવું.

૧૦ નાનાં ભાઇબેનોને સાથે લઇને દહેરે ઉપાશ્રયે જવાની ટેવ રાખવી.

૧૧ પરણ્યા પછી પતિની આજ્ઞાને અનુસરીને વર્ત્તવું.

૧૨ અહંકાર કામ, ક્રોધ તથા ઈર્ષ્યા આદિ દુર્ગુણોનો ત્યાગ કરવો.

૧૩ મનને ધીરજવાળું રાખી સ્વામીની સેવામાં તત્પર રહેવું.

૧૪ અયોગ્ય રીતે જોવું, બેસવું, ઊઠવું કે ચાલવું નહિ, તેમજ ક્યારેપણ દુષ્ટ ભાષણ કરવું નહિ.

૧૫ પર પુરૂષને ભાઇ બાપ સમાન ગણવા.

૧૬ પતિને જમાડીને જમવું અને તેમના સૂતાં પહેલાં કદી પણ સૂવું નહિ.

૧૭ સ્વામી બહારથી ઘેર આવે ત્યારે તેમનો હસતે મોઢે મધુરાં વચનથી સત્કાર કરવો.

૧૮ ઘરના વસ્તુઓ સ્વચ્છ રાખવી.

૧૯ રસોઈ સુંદર બનાવી વખતસર ભોજન કરાવવું.

૨૦ ઇંદ્રિયોને વશ રાખવી.

૨૧ સ્વામીનું કદી પણ અપમાન કરવું નહિ.

૨૨ નીચ સ્ત્રીઓની સંગત કરવી નહિ તેમજ તેમની સાથે ભાષણ પણ કરવું નહિ.

૨૩ ગૃહકાર્યમાં સદા ઉદ્યોગી રહેવું.

૨૪ ઘરેણાં, કપડાં વગેરે સાચવીને રાખવાં.

૨૫ કોઈની હાંસી કરવી નહિ.

૨૬ ઝાઝું હસવું નહિ; બારણામાં, ગલીઓમાં કે એકાંતમાં ઉભું રહેવું નહિ.

૨૭ પર પુરૂષ સાથે પોતાના ઘરમાં કે બહાર પણ એકાંત સેવવી નહિ.

# પાઠ ૨૭ કન્યાઓને હિતશિક્ષા

## ભાગ ૨.

—:o:—

૨૮ ક્રોધ ઉત્પન્ન થાય તેવાં કાર્ય કરવાં નહિ.

૨૯ હમેશાં સત્ય બોલવું, જુઠું કયારે પણ બોલવું નહિ.

૩૦ સ્વામી વિદેશમાં હોય ત્યારે વિશેષ શરીરશોભા ન કરતાં યોગ્ય નિયમોનું પાલન કરવું.

૩૧ જે વસ્તુનો સ્વામી ત્યાગ કરે તે વસ્તુનો સ્ત્રીએ પણ ત્યાગ કરવો.

૩૨ પતિને જે વાત અપ્રિય હોય તેનાથી અળગાજ રહેવું.

૩૩ સાસુસસરાને માબાપ તુલ્ય ગણવાં.

૩૪ સાસુસસરાની નિત્ય સેવા કરવી.

૩૫ સાસુની આજ્ઞા પાળવામાં તત્પર રહેવું.

૩૬ સાસુની સાથે કદીપણ વાદવિવાદ કરવો નહિ.

૩૭ કુટુંબવર્ગમાં સંપીને રહેવું.

૩૮ ઘરના સેવકવર્ગની સારી સંભાળ રાખી તેમને સંતોષી રાખવા.

૩૯ સેવકવર્ગનાં કામ ઉપર લક્ષ્ય આપવું.

૪૦ ઘરના ઉપજખર્ચનો હિસાબ રાખવો.

૪૧ પતિની આવક ઉપર ધ્યાન રાખી તેમના રાજીપાને અનુસરીને જરૂરનો ખર્ચ કરાવવો.

૪૨ ઘરસંસાર કરકસરથી ચલાવવો.

૪૩ પતિનું મંગળ (ભલું) થતું હોય તો ભૂખ, તરસ ને નિદ્રાનો પણ ત્યાગ કરવો.

૪૪ પતિના જાગવા પહેલાં જાગવું.

૪૫ સ્વામીની કહેલી વાત પેટમાં રાખવી.

૪૬ દાસદાસીઓ હોય છતાં સ્વામીનું કામ જાતેજ ઊઠીને કરવું.

૪૭ પતિવ્રતાઓનો સમાગમ રાખવો અને સતી સ્ત્રીઓનાં આખ્યાનો વાંચવાં.

૪૮ અભિમાન રાખવું નહિ.

૪૯ અવકાશે નીતિ તથા ધર્મનાં પુસ્તકો વાંચવાની ટેવ રાખવી.

૫૦ બનતાં સુધી દરરોજ સામાયિક તથા દેવપૂજા કરવી.

૫૧ દિલ સાફ રાખવું, કપટી થવું નહિ.

૫૨ શોકયનું વાંકું બોલવું નહિ તેમ તેની સાથે દ્વેપ પણ રાખવો નહિ.

૫૩ ઓરમાન છોકરાઓ ઉપર પણ પોતાના છોકરાઓ જેટલો પ્રેમ રાખવો, અભાવ રાખવો નહિ.

૫૪ અભક્ષ્ય–શ્રાવકને ન ખપે તેવી વસ્તુઓનો ત્યાગ કરવો.

૫૫ મિથ્યાત્વીનાં પર્વો[1] કરવાં નહિ.
૫૬ ધર્મને પરમ હિતકારક જાણી બની શકે તેટલું તેનું આરાધન કરવું

## ૨ સામાન્ય જ્ઞાન વિભાગ.

# પાઠ ૨૮. સુદેવ ભાગ ૧.

તમે કયો ધર્મ પાળો છો ?
અમે જૈન ધર્મ પાળીએ છીએ.
જૈન એટલે શું ? જૈન એટલે જિનને માનનાર.
જિન કોને કહો છો ? જે જીતનાર તે જિન.
કોને જીતનાર ? પોતાના ખરેખરા શત્રુઓને.
ખરેખરા શત્રુઓ કોણ છે
ખરેખરા શત્રુઓ રાગ અને દ્વેષ છે.
રાગ એટલે શું ? પસંદ પડતી વસ્તુ ઉપર પ્રીતિ.
દ્વેષ એટલે શું ? નાપસંદ વસ્તુ ઉપર અપ્રીતિ.
એ બન્ને સાથેજ રહે છે ?

હા, એ સાથેજ રહે છે, એટલે જેને રાગ હોય તેને દ્વેષ પણ હોય અને જેને રાગ ન હોય તેને દ્વેષ પણ ન હોય. એ ઉપરથી જિનને “ વીતરાગ ” (એટલે રાગ દ્વેષ રહિત) પણ કહે છે.

---

૧ શ્રાદ્ધ, હોળી, બળેવ, ગણેશચોથ, બોળચોથ, નાગપાંચમ, રાંધણછઠ. શીલસાતમ, હનુમાનને તેલ વડાં ચ્હડાવવાં, ઉતરાયણ, પીંપળે પાણી રેડવું, બ્રાહ્મણો જમાડવા, નવરાત્રિ (નોરતાં), ગ્રહણ, નદી કે સમુદ્ર સ્નાન, અન્ય દેવદેવી કે અન્નકૂટ દર્શન, તાબુત તથા અન્ય દેવદેવીની માનતા વગેરે.

# પાઠ ૨૯. સુદેવ ભાગ ૨.

રાગ અને દ્વેષ એ બેને તમે ખરેખરા શત્રુ કહ્યા તેનું શું કારણ?

કારણ એ કે તેઓ આપણને અતિશય દુઃખો આપે છે. દ્વેષને લીધે ક્રોધ અને માન ઉત્પન્ન થાય છે તથા રાગને લીધે માયા અને લોભ ઉત્પન્ન થાય છે અને એ ક્રોધ, માન, માયા, અને લોભ એ ચારે કષાય કહેવાય છે.

કષાય એટલે શું?

કષ એટલે સંસાર તેનો આય એટલે લાભ જ્યાં થાય અર્થાત્ જેનાથી સંસારમાં રખડવું પડે તે કષાય; માટે જેણે રાગ અને દ્વેષ જીત્યા છે તેણે કષાયો જીત્યા-જ જાણવા.

કષાયો જીતનારનું બીજું કાંઈ નામ છે કે? હા, અરિહંત.

અરિહંત એટલે શું?

અરિ એટલે શત્રુ તેને હણનાર તે અરિહંત.

ત્યારે જિન, વીતરાગ અને અરિહંત એ એકજ કે?

હા, એ ત્રણે એકજ છે. જે જિન તે વીતરાગ અને જે વીતરાગ તેજ અરિહંત.

## પાઠ ૩૦. સુદેવ ભાગ ૩.

આ જગતમાં પૂજવા લાયક દેવ કોણ ?

જેને રાગ દ્વેષ ન હોય તે.

એવા પૂજવા લાયક દેવને તમે શું નામ આપો છો ?

એવા દેવને અમે અર્હત્ નામ આપીએ છીએ.

અર્હત્ એટલે શું ? અર્હત્ એટલે યોગ્ય કે લાયક.

શાને યોગ્ય કે લાયક ? પૂજવાને.

ઠીક, ત્યારે પરમેશ્વર એટલે ?

પરમેશ્વર એટલે મોટામાંમોટો સત્તાવાન્ કે બળવાન્.

ત્યારે અર્હત્ એજ પરમેશ્વર અને એજ પ્રભુ નહિ ?

હા, જે રાગ અને દ્વેષ જેવા મહા શત્રુઓને જીતીને પરમ પૂજ્ય થાય તેજ પરમેશ્વર અને તેજ પ્રભુ.

પ્રભુ એટલે ? પ્રભુ એટલે સર્વ રીતે સ્વતંત્ર.

---

## પાઠ ૩૧. સુદેવ ભાગ ૪.

ભગવાન્ એટલે શું ? ભગવાન્ એટલે જ્ઞાનવાન્.

એવા ભગવાન્ કોણ કહેવાય ?

જેણે રાગ અને દ્વેષ જીતીને પરમ જ્ઞાન મેળવ્યું હોય તે.

ભગવાન્ એજ પરમાત્મા કે ?

હા, તેજ પરમાત્મા, કારણ કે તેમનોજ પરમ શુદ્ધ આત્મા છે.

પ્રિય બાળકો, આપણે જૈન એટલે જિનને માનનાર છીએ. જે રાગ અને દ્વેષને જીતે છે તે જિન કહેવાય છે, તેજ રાગ દ્વેષ રહિત હોવાથી વીતરાગ કહેવાય છે અને રાગ દ્વેષ રૂપ અરિનો નાશ કરનાર હોવાથી અરિહંત પણ તેજ કહેવાય છે; તેમજ તેજ પૂજવા યોગ્ય હોવાથી અર્હત્ કહેવાય છે; માટે તેજ દેવ, તેજ પરમેશ્વર, તેજ પ્રભુ, તેજ ભગવાન્ અને તેનેજ પરમાત્મા જાણવા.

---

## પાઠ ૩૨. સુદેવ ભાગ ૫.

પાછલા પાઠમાં કહી બતાવ્યા તેવા દેવ કોઈ થયા છે?

હા, એવા ઘણા મહાપુરૂષો થયા છે.

ત્યારે તેવા કોઈ મહાપુરૂષ વિષે અમને જાણીતા કરી, માહીતી આપી ઓળખાવશો કે ?

હા. આપણા પરમ ઉપકારી પ્રખ્યાત મહાપુરૂષ મહાવીર સ્વામી, ખરેખર એવાજ હતા.

એ મહાવીર સ્વામી કોણ હતા ?

એ મહાપુરૂષ મગધદેશમાંના ક્ષત્રિયકુંડ ગામના માલિક, જ્ઞાતકુળના સિદ્ધાર્થ નામના ક્ષત્રિય રાજા તથા

ત્રિશલા નામની રાણીના પુત્ર હતા. તેઓએ પોતાનાં માતપિતાના મરણ બાદ ત્રીસ વર્ષની ભરજુવાનીમાં સંસારત્યાગ કરી, બાર વર્ષ લગી મૌનવ્રત ધરીને,[1] આકરાં તપ તપીને ધ્યાનમાં રહી, દેવતાઓ વગેરેથી ઉત્પન્ન થયેલાં અનેક ઉપસર્ગો[2] સમતાભાવે સહન કરીને ઉત્તમ (કેવળ)જ્ઞાન પ્રાપ્ત કર્યું. ત્યાર બાદ ત્રીસ વર્ષ લગી અહિંસા[3] રૂપ પરમ ધર્મનો ઉપદેશ કરતા રહી અનેક સ્ત્રી-પુરૂષોને ખરૂં તત્ત્વ સમજાવ્યું. આ રીતે તેઓ બહોંતેર વર્ષનું આયુષ્ય પુરૂં કરીને અંતે પરમ સમાધિથી[4] સંસારથી મુકત થઈ[5] નિર્વાણપદને[6] પામ્યા. તેમના નિર્વાણ થયાને આજે ૨૪૫૪ વર્ષો થઇ ગયાં છે. એમનું માતપિતાએ પાડેલું નામ તો 'વર્દ્ધમાન' હતું પણ તેમનાં પરાક્રમી[7] કાર્યોને લીધે દેવતાઓએ પાડેલા નામથી તેઓ મહાવીર કહેવાયા.

---

## પાઠ ૩૩. ત્રણ રત્નો.

મહાવીર સ્વામી પછી કોઇ તેમના જેવા બીજા મહાપુરૂષ થયા છે કે ?

ના, એઓ છેલ્લા તીર્થંકર હતા.

તીર્થંકર એટલે શું ?

---

૧. મુંગા રહીને. ૨ મહા કષ્ટો. ૩ દયા. ૪ પૂર્ણ શાંતિ. ૫ છૂટીને. ૬ મોક્ષ. ૭ શુરવીરતાવાળા.

તીર્થ એટલે તરવાનું સાધન તેને જે ફેલાવે તે તીર્થંકર કહેવાય છે. તરવાનું સાધન શું છે?

તરવાનાં સાધન સમ્યગ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્ર છે.

સમ્યગ્જ્ઞાન તે શું ?

વસ્તુના સ્વરૂપને ખરેખરૂં જાણવું તે.

સમ્યગ્ દર્શન તે શું ?

ખરા દેવ, ખરા ગુરૂ તથા ખરા ધર્મની ઉપર શ્રદ્ધા રાખવી તે.

સમ્યક ચારિત્ર તે શું ?

જ્ઞાન અને શ્રદ્ધા પ્રમાણેજ બરાબર આચાર પાળવો તે. એ ત્રણે અમૂલ્ય હોવાથી રત્નત્રય કહેવાય છે અને એ રત્નત્રયજ મોક્ષનો શ્રેષ્ઠ માર્ગ છે.

## પાઠ ૩૪. સુગુરૂ.

વારૂ, ખરા દેવ તો તમે કહ્યા પણ હવે ખરા ગુરૂ કોને કહેવા ?

જેઓ બૈરાંછોકરાં, ઘરબાર તથા ધનદોલતને છોડીને લાલચ રાખ્યા વિના અહિંસામય સત્ય ઉપદેશ કરે તે.

તેવા ગુરૂને તમે કયા નામથી વધારે ઓળખો છો?

એવા ગુરૂને અમે નિર્ગ્રંથ કહીએ છીએ કારણ કે તેઓ ગ્રંથ એટલે ધનદોલત વગેરેથી રહિત હોય છે અને તેવા પુરૂષોજ ગુરૂપદને યોગ્ય ગણી શકાય છે. વળી તેવા ગુરૂ શ્રમણ, સાધુ, અનગાર કે યતિ પણ કહેવાય છે.

તમે જેવા ગુરૂ બતાવ્યા તેવા મહાપુરૂષ કોઈ અગાઉ થઈ ગયા છે?

હા, ઘણાએ થઇ ગયા છે.

તેમાંના થોડાએકનાં નામ આપશો?

હા, ભગવાન્ મહાવીરસ્વામીના જે શિષ્યો હતા તે બધા એવાજ નિર્ગ્રંથ હતા તોપણ સુધર્માસ્વામીજ પહેલા નિર્ગ્રંથ ગણાયા. વળી સુધર્માસ્વામીના શિષ્ય જંબૂસ્વામી પણ એવાજ નિર્ગ્રંથ હતા. આ મહાપુરૂષોને તમામ જૈનો ગુરૂ તરીકે કબુલ રાખે છે.

---

## પાઠ ૩૫. ગુરૂસ્તુતિ.

### હરિગીત છંદ.

સહુ જીવનું પાલન કરે ને જુઠ બોલે નહિ કદા,
આપ્યા વગરનું લે ન જરી સ્ત્રી—સંગથી અળગા સદા;
મમતા ન દોલત જમીન ઉપર ધરે સમતા સર્વદા,
એવા ગુરૂને સુગુરૂ કહીએ ચરણમાં નમીએ સદા. ૧

ઉપદેશ આપે ધર્મનો ઉપકાર પરનો જે કરે,
અભિમાન ને નહિ કપટ જેને ધ્યાન પ્રભુનું નિત ધરે;
મહાવ્રતતણો જે ભાર વહતા ધર્મધુરંધર ખરા,
સૌ બાળ ચાલો ભાવથી નમવા ગુરૂ પાવનકરા. ૨

---

## પાઠ ૩૬. સુધર્મ.

ખરા દેવ અને ખરા ગુરૂ તો સમજાયા હવે ખરો ધર્મ તે કેવો હોય?

જેથી બીજાને દુઃખ થાય નહીં એવા સારા વિચાર અને આચાર તે ખરો ધર્મ.

એવો ધર્મ કોઇએ કહી બતાવ્યો છે ખરો કે?

હા, જેઓ રાગ અને દ્વેષથી વેગળા રહી ખરા તત્ત્વનો ઉપદેશ કરતા હતા તેવા મહાપુરૂષોએ એવોજ ધર્મ કહી બતાવ્યો છે.

પણ આપણે તો જૈન ધર્મ માનીએ છીએ ને?

હા, કારણ કે તે સારા આચાર અને વિચારવાળોજ ધર્મ છે.

---

# પાઠ ૩૭. ખરા ધર્મ વિષે.

## ભુજંગી છંદ.

દયા પ્રાણીની સ્થૂળથી જેહ પાળે,
વદે સત્ય વાણી મહા જુઠ ટાળે;
ન દીધું ન લે ચોરી ચાડી નિવારે,
ખરો ધર્મ એ જૈનના બાળ ધારે. ૧

ત્રિયા[1] પારકી માત ને બેન માને,
પરિમાણ પૈસાદિનું જેહ જાણે;
જમે વીરસંતાન રાત્રે ન ક્યારે—ખરો૦ ૨

સદા માત ને તાતની સેવ સારે,
કહ્યા બોલ પાળે રહે નમ્ર ભારે;
રહે સ્વચ્છ સાદો સદાચાર પાળે—ખરો૦ ૩

ગુરૂદેવ વાંદી ભણે ભાગ્યશાળી,
કરે ભક્તિ વધ્યાગુરૂની રસાળી;
કરે પ્રેમથી દેવપૂજા ત્રિકાળે—ખરો૦ ૪

કરે સંગ સારો નઠારો નિવારે,
બૂરી ટેવ ટાળી જિનાજ્ઞા સ્વીકારે;
કદી રોષ ને રીસ રાખે ન ક્યારે—ખરો૦ ૫

હઠે જે જુવે તે ન માગે કદાપિ,
વધારેઉણે જે રહે તોષ માપી,[2]
છએ ખંડમાં નામના તે વધારે—ખરો૦ ૬

---

૧ સ્ત્રી. ૨ સંતોષ રાખી.

# પાઠ ૩૮. સામાયિક.

આપણે આખો દિવસ સંસારનાં કામકાજ કર્યા કરીએ તો સંસારથી આપણો ક્યારે પણ છૂટકો ન થાય. તેથી આપણે થોડો વખત મનની શાંતિ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. એ મનની શાંતિ સામાયિક કરવાથી મળે છે, તેથી સામાયિક કરતી વખતે આપણે કોઈની નિંદા ન કરીએ તેમ નકામી વાતચીત કે મસ્તીતોફાન પણ ન કરીએ. એ કરીએ તો સામાયિક કર્યું ન કર્યું થાય અને સામાયિકનો ખરો અર્થ ' સમતાની પ્રાપ્તિ[1] ' છે તે લાભ આપણને ન મળે. સામાયિક લીધું હોય તે વખતે આપણું કોઇ વાકું બોલે કે અપમાન કરે તો તેના ઉપર આપણે ગુસ્સે થવું ન ઘટે, તેમ કોઈ આપણાં વખાણ કરે કે આવકાર આપે તો તેથી આપણે ખુશી ન થઇએ. વળી દરેક માણસ આપણો મિત્ર છે, એમ ગણી તેનું ભલું ચિંતવીએ. આમ વર્ત્તવાથી આપણામાં સમતા આવે છે. તે સમતા ટકી રહે માટે સામાયિક કરીને આપણે ધર્મનાં પુસ્તકો વાંચીએ, ધર્મનો પાઠ ગોખીએ અથવા ધર્મની વાર્ત્તાઓ કરીએ કે નવકારવાળી ગણીએ. આવું સામાયિક બે ઘડી એટલે ૪૮ મિનિટ સુધી વિધિ પ્રમાણે કરવાનું છે. તે વખતે આપણે ઉપર લખ્યા પ્રમાણેજ વર્ત્તીએ.

---

૧ મળવું તે.

# પાઠ ૩૯. વિહરમાન ભગવાન.

જે તીર્થંકરો અત્યારે વિદ્યમાન છે, હયાત છે અને ગામેગામ ફરી લોકોને ધર્મોપદેશ આપે છે તેઓ વિહરમાન જિન કહેવાય છે. તેવા જિન અત્યારે વીસ છે. તેમનાં નામો નીચે લખેલાં છે. તે માંહેલા પહેલા ચાર જંબુદ્વીપના[૧] મહાવિદેહ નામના ક્ષેત્રમાં છે. પછીના આઠ ધાતકીખંડના બે મહાવિદેહ ક્ષેત્રમાં છે અને છેલ્લા આઠ અર્ધ પુષ્કરવરદ્વીપના બે મહાવિદેહ ક્ષેત્રમાં છે.[૧]

૧ સીમંધર.
૨ યુગમંધર.
૩ બાહુ.
૪ સુબાહુ.
૫ સુજાત.
૬ સ્વયંપ્રભ.
૭ ઋષભાનન.
૮ અનંતવીર્ય.
૯ સુરપ્રભ.
૧૦ વિશાલ.
૧૧ વજ્રધર.
૧૨ ચંદ્રાનન.
૧૩ ચંદ્રબાહુ.
૧૪ ભુજંગ.
૧૫ ઈશ્વર.
૧૬ નેમિપ્રભ.
૧૭ વીરસેન.
૧૮ મહાભદ્ર.
૧૯ દેવયશા.
૨૦ અજિતવીર્ય.

આ નામો સહેલાઇથી યાદ રહી શકે તે માટે આ નીચે એક થોય આપી છે તે મોઢે કરી લેવા જેવી છે.

સીમંધર[૧] યુગ[૨] બાહુ[૩] સુબાહુ[૪] સુજાત[૫] સ્વયંપ્રભ[૬] નામજી,
અનંત[૮] સુર[૯] વિશાલ[૧૦] વજ્રધર[૧૧] ચંદ્રાનન[૧૨] અભિરામજી;

૧ આ અઢી દ્વીપ કહેવાય છે. (જેને ફરતુ પાણી હોય તે દ્વીપ કહેવાય.) શિક્ષકે આ પાઠ શીખવતી વખતે અઢી દ્વીપના નકશાનો ઉપયોગ કરવો.

ચંદ્ર[૧૩] ભુજંગ[૧૪] ઈશ્વર[૧૫] નેમિપ્રભ[૧૬] વીરસેન[૧૭] ગુણધામજી,
મહાભદ્ર[૧૮] ને દેવયશા[૧૯] વળી અજિત[૨૦] કરૂં પરણામજી.
( આ થોયમાં સાતમા પ્રભુનું નામ દેખાતું નથી. )

---

## પાઠ ૪૦. પાંચ પરમેષ્ઠી.

જગતમાં ઉત્તમ પુરૂષો ઘણા થઈ ગયા છે અને હોય છે પણ તેમાં જેઓ સૌથી ઉચ્ચ સ્થાને રહેલા હોય તેવા ઉત્તમ પુરૂષો પરમેષ્ઠી કહેવાય છે અને તેઓના પાંચ પ્રકાર હોય છે.

પહેલા પ્રકારમાં તીર્થંકર આવે છે અને તેઓ અરિહંત ભગવાન કહેવાય છે. તેઓની સેવામાં ઇંદ્રો તથા ક્રોડો દેવતાઓ અને રાજા મહારાજાઓ હાજર હોય છે. તેઓની ભાવના એવી હોય છે કે હું આખી દુનિયાને ધર્મી બનાવી દઉં. બાદ તેઓ કર્મરૂપી શત્રુઓનો પોતાની આત્મશક્તિથી નાશ કરી મોક્ષે જાય છે.

તે અરિહંતો તથા બીજા કેવળી ભગવાનો જ્યારે સર્વ કર્મનો નાશ કરી મોક્ષગતિને પામે છે ત્યારે તેઓ સિદ્ધ ભગવાન કહેવાય છે અને તે પરમેષ્ઠીના બીજા પ્રકારમાં આવે છે. આ બન્નેમાં જો કે મોટા સિદ્ધ પરમેષ્ઠી છે તોપણ અરિહંતના ઉપદેશથી આપણે સિદ્ધને ઓળખી શકીએ છીએ તેથી અરિહંતને પહેલો નંબર આપ્યો છે.

બાદ સાધુઓમાં પહેલા નંબરના સાધુઓ હોય છે તેઓ આચાર્ય કહેવાય છે. તેઓ પોતે પાંચ આચારને બરાબર પાળે છે અને બીજા સાધુઓને તે પ્રમાણે આચાર પળાવવામાં સહાય કરે છે. વળી તેઓ અસરકારક ધર્મની દેશના* આપી અનેક જીવોને ધર્મમાં જોડે છે. આચાર્ય મહારાજ પોતે ઘણું દુઃખ સહન કરવું પડે તો તે સહન કરીને પણ જૈન ધર્મનું રક્ષણ કરે છે. તેમને પોતાનાં અને બીજા ધર્મનાં શાસ્ત્રોનું સારૂં જ્ઞાન હોય છે. તેઓનો સ્વભાવ બહુજ શાંત અને ગંભીર હોય છે અને તેઓ સાધારણ બાબતોથી કદી ઉશ્કેરાઇ જતા નથી. આવા આચાર્ય પરમેષ્ઠીના ત્રીજા પ્રકારમાં આવે છે.

ચોથા પ્રકારમાં ઉપાધ્યાય મહારાજ આવે છે. તેઓ પોતે શાસ્ત્રનો અભ્યાસ કરે છે અને બીજા સાધુઓને અભ્યાસ કરાવે છે. રાજા ગુજરી ગયા પછી જેમ યુવરાજ ગાદીએ આવે છે તેમ આચાર્યજી હયાત છતાં ઉપાધ્યાયજી યુવરાજ (નાના આચાર્ય જેવા) ગણાય છે અને આચાર્યજી સ્વર્ગે જાય પછી તેમનું સ્થાન સાચવે છે.

પરમેષ્ઠીના પાંચમા પ્રકારમાં સાધુ મહારાજ આવે છે. તેઓ હંમેશાં મોક્ષ મેળવવાને અનુકૂળ ઉદ્યમ[1] કરતા રહે છે અને એક ક્ષણ પણ પ્રમા-

---

* ઉપદેશ. ૧ જે કરવાથી કર્મનો નાશ થાય અને છેવટે મોક્ષ મળે તેવો પ્રયત્ન.

દમાં ગાળતા નથી. સંસારી જનોની ખટપટમાં તેઓ ક્યારે પણ પડતા નથી અને માન અપમાનની દરકાર કર્યા વગર તેમની પાસે જે લોકો આવે તેમને ધર્મનો ઉપદેશ આપ્યા કરે છે. તેમના મનમાં હંમેશાં એવી ભાવના હોય છે કે મારાથી બીજાઓનું કોઇ રીતે ભલું થાય તો ઠીક.

આપણે આપણું ખરેખરૂં કલ્યાણ કરવું હોય તો આ પાંચ પરમેષ્ઠી મહાપુરૂષોની હંમેશાં તન, મન અને ધનથી સેવાભક્તિ કરવી જોઈએ.

---

## પાઠ ૪૧. સામાયિકનાં ઉપકરણો.

આપણે સામાયિક લેવું હોય તો સાપડો. ચોપડી, ચરવળો, કટાસણું, મુહપત્તિ અને પંચિયું વગેરે વસ્તુઓની જરૂર પડે છે તે સામાયિકનાં ઉપકરણો કહેવાય છે. સાપડો, ચોપડી સ્થાપના સ્થાપવા માટે ઉપયોગમાં આવે છે. આપણે દરેક ક્રિયા ગુરૂ મહારાજની પાસે કરવી જોઇએ પણ તેઓની હાજરી ન હોય તો ગોળ આકારવાળા શંખ જેને અક્ષ કહે છે તેની સ્થાપના કરી, તેને ગુરૂ ગણીને તેની પાસે ક્રિયા કરીએ. તેવા પાંચ અક્ષ ખાસ કરીને ગુરૂ મહારાજ રાખે છે તે સ્થાપનાચાર્ય કહેવાય છે. ગુરૂ તેમને જેના ઉપર રાખે છે તે ઠવણી કહેવાય છે. આપણી પાસે તેવા અક્ષ ન હોય તો આપણે પુસ્ત-

કની સ્થાપના (નવકાર, પંચિંદિઅ કહી ) કરી, તેમને
ગુરૂ ગણી તેમની પાસે બધી ક્રિયા કરીએ. કોઇ વખત
આવું સાધન પણ ન હોય તો ગુરૂની કાષ્ઠની પ્રતિમા
અથવા છબીની સ્થાપના પણ થઇ શકે. સામાયિકમાં
બેસવા માટે ઊનનું કટાસણું[1] જોઇએ અને તેનો કોર-
વાળો ભાગ આગળ આવે તેમ તેને પાથરવું જોઇએ.
પાથરવા અગાઉ જમીન ઉપર કોઈ કુંથુઆ કે કીડી
વગેરે ઝીણા જીવો હોય તો તેને ચરવળાવતી ધીમેથી
પોચે હાથે પુંજી એક બાજુ કરવા જોઈએ. તે ચરવળો
ઊનનો તથા દાંડીવાળો હોય છે. તે બત્રીસ આંગળ લાંબો
હોય છે એટલે ચોવીસ આંગળ લાંબી દાંડી અને આઠ
આગળ લાંબો ઊનવાળો ગુચ્છો હોય છે. તે ગુચ્છામાં
જે હોય તે દશીઓ કહેવાય છે. સાધુઓ આવું ઉપક-
રણ રાખે છે તે રજોહરણ અથવા ઓઘો કહેવાય છે.
તેનો અર્થ ધૂળને સાફ કરનાર થાય છે પણ તેનો હેતુ
તો ચરવળાના જેવો જ[2] છે. સામાયિકમાં હોઇએ ત્યારે
બોલવું હોય કે સ્પષ્ટ ઉચ્ચારથી ભણવું હોય તો મોઢે
મુહપત્તિ રાખવી જોઇએ. આમ કરવાથી ઊડતા ત્રસ[3]
જીવો મુખમાં પડતા નથી તેથી તેઓનો તથા વાઉકા-
યના[4] જીવોનો પણ બચાવ થાય છે.[5] ઉઘાડે મુખે
બોલીએ તો આ બન્ને પ્રકારના જીવોનો નાશ થાય,

---

૧ કટાસન. ૨ जंतुप्रमार्जनार्थं हि, रजोहरण मिष्यते. ૩ હાલતા ચાલતા જીવો. ૪ પવનના. ૫ संपातिमादिसत्त्वानां, रक्षायै मुखवस्त्रिका.

ઉપરાંત મોઢાનું થૂંક પુસ્તક ઉપર ઊડતાં જ્ઞાનની આશાતના પણ થાય તેથી આપણને પાપ લાગે. મુહપત્તિ એક વેંત અને ચાર આંગળ સમ ચોરસ લાંબી પહોળી હોય છે. શાસ્ત્રમાં તેને 'મુહપોત્તિઅં' (મુખ ઉપરનું વસ્ત્ર) કહે છે તેમ 'મુખવસ્ત્રિકા' પણ કહે છે.

## પાઠ ૪૨. ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ.

પાઠને મથાળે લખેલા ત્રણે શબ્દોનો ભાવાર્થ એકજ થાય છે. ત્રણેથી પ્રભુના ગુણ ગાવામાં આવે છે. ચૈત્યવંદન શરૂઆતમાં કહેવામાં આવે છે. પ્રતિમાજીને નમસ્કાર કરવો એ તે શબ્દનો અર્થ છે. સ્તવન ઓછામાં ઓછું પાંચ ગાથાનું પૂર્વ આચાર્યનું રચેલું હોવું જોઇએ, જો કે ત્રણ ગાથાનાં સ્તવનો પણ જોવામાં તો આવે છે. આપણને પ્રભુ ઉપર પ્રેમ ઉત્પન્ન થાય તેવો તેમાં ભક્તિભાવ હોવો જોઇએ; આપણને પ્રભુના ગુણનું જ્ઞાન થાય તેવો તેમાં બોધ હોવો જોઇએ અથવા આપણે સંસારનાં કામ કાજ કરીએ છતાં આપણું મન સંસારને છોડવા તરફ રહ્યા કરે, એવો તેમાં વૈરાગ્ય હોવો જોઇએ. પૂર્વના આચાર્યો અથવા સાધુપુરૂષોનાં રચેલાં સ્તવનોમાંજ આવા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના ભાવ હોઇ શકે, તેથી આપણે તેવાં સ્તવનો મોઢે કરવાં જોઇએ. સ્તુતિનું પ્રાકૃત નામ થુઈ અથવા થોય છે. તેના જોડા હોય છે એટલે તેમાં ચાર થોય આવે છે. પહેલી થોયથી અમુક ભગ-

વાનની, બીજીથી સર્વ ભગવાનની, ત્રીજીથી જ્ઞાનની અને ચોથીથી જૈનશાસનની[1] સારસંભાળ રાખનાર સમકિતી દેવ કે દેવીની સ્તુતિ થાય છે. ચૈત્યવંદન કરતી વખતે જે જે સૂત્રો બોલાય છે તે બધામાં પ્રભુના ગુણો વર્ણવેલા હોય છે, એમ અર્થ વિચારતાં સમજી શકાશે.

---

## પાઠ ૪૩. દસ મોટી આશાતના.

આપણે દહેરાસર જઇએ ત્યારે ૮૪ આશાતના દૂર કરવી જોઈએ. જે બાબતો દહેરાસરમાં કરવી ન ઘટે, કરીએ તો આપણને દેવદર્શન વગેરેથી જે લાભ થવાનો હોય તે ન થાય, તેને આશાતના કહે છે. લાભનો નાશ, એ તેનો અર્થ છે. તેમાં પણ દસ આશાતના ખાસ મોટી છે તેની તો અવશ્ય સંભાળ રાખવી. તે આ પ્રમાણે છે. ૧ દહેરાસરમાં પાન, સોપારી વગેરે ખાવાં નહિ (ખાધાં હોય તો મ્હોં સાફ કરી પછી અંદર જવું), ૨ પાણી પીવું નહિ, ૩ ભોજન કરવું નહિ, ૪ જોડા પહેરવા નહિ, ૫ મૈથુન (સ્ત્રી, પુરૂષનું) સેવન કરવું નહિ, ૬ સૂવું નહિ, ૭ થૂંક, બડખો કે લીંટ નાખવું નહિ, ૮ પેશાબ કરવો નહિ, ૯ ઝાડે જવું નહિ અને ૧૦ જુગાર રમવો નહિ. દહેરાસરમાં અત્યંત પવિત્રતા

---

૧. આપણા ભલાને માટે શ્રી તીર્થંકર દેવે જે જે આજ્ઞાઓ ફરમાવેલી છે તેને પાળનાર સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ સંઘ.

હોવી જોઇએ. તે પવિત્રતા જેમ વિશેષ હોય, સુગંધી ધૂપ ફેલાયેલો હોય તેમ આપણું મન પ્રસન્ન થાય છે અને તેથી પ્રભુભક્તિનાં કામ બહુ ઉત્સાહ અને આનંદથી કરતાં, આપણો ભાવ વધતો જવાથી આપણને અપૂર્વ[૧] લાભ મળે છે. ઉપર લખેલી આશાતના કરવાથી દહેરાસર અપવિત્ર થઈ જાય છે, તેથી આપણું તેમજ બીજાઓનું મન નારાજ થઈ જતાં આપણે પ્રભુભક્તિ ઉલ્લાસથી[૨] કરી શકતા નથી, તેમ બીજાઓને પણ તેમ કરવામાં અંતરાય રૂપ[૩] થઈ પડીએ છીએ. આથી તે દસ આશાતના તો અવશ્ય વર્જવીજ જોઈએ.

---

## પાઠ ૪૪. જિનપૂજાના હેતુઓ.

જે કારણે પ્રભુની પૂજા કરવામાં આવે છે તે જિન-પૂજાના હેતુઓ કહેવાય છે અને તે આ પ્રમાણે છે. આ-ત્માને કર્મનો મેલ લાગેલો છે તે ધોઈને સાફ કરવા માટે જળપૂજા કરવામાં આવે છે. આત્માને ક્રોધ, અહંકાર, કપટ અને લોભનો તાપ લાગ્યો છે તે દૂર કરી, તેને શીતલતા ઉપજાવવા માટે ચંદનપૂજા કરવામાં આવે છે. પુષ્પપૂજા કરવાથી આત્મામાંથી મિથ્યાત્વ[૪] તથા બીજા દુર્ગુણરૂપી

---

૧. પ્રથમ કોઇ વાર નહિ મળેલો એવો. ૨. ચિત્તની અત્યંત પ્રસન્નતા. ૩. વિઘ્ન અથવા હરકત કરનારા. ૪ ખોટા દેવ, ખોટા ગુરૂ અને ખોટા ધર્મને માનવા તે.

દુર્ગંધ દૂર થતાં આત્મા ભાવથી સુગંધી બને છે, એટલે તે મનની પ્રસન્નતા[1] અથવા ખરા[2] આનંદનો અનુભવ કરે છે. જેમ અગ્નિમાં બળતા ધૂપનો ધુમાડો ઉંચો જાય છે તેમ આત્મા ધૂપપૂજા કરવાથી કર્મરૂપી ઇંધન[3] ને બાળી નાખી ઉચ્ચ ગતિ[4]ને પ્રાપ્ત કરે છે. આત્મામાં અજ્ઞાન રૂપી અંધારૂં છે તે દૂર કરી પ્રકાશ ઉત્પન્ન કરવા[5] દીપકપૂજા કરવામાં આવે છે. અક્ષયપદ[6] લેવા માટે અક્ષત પૂજા કરવામાં આવે છે. અણાહારીપદ[7] મેળવવા માટે નૈવેદ્યપૂજા કરવામાં આવે છે. મોક્ષરૂપી ફળ મેળવવા માટે ફળપૂજા કરવામાં આવે છે. ટુંકામાં કહીએ તો આ આઠે પ્રકારે પૂજા કરવાનો હેતુ આપણે આઠે કર્મથી રહિત થઇ મોક્ષ મેળવીએ એજ છે.

## પાઠ ૪૫. ગુરૂવંદન વિધિ.

આપણે ગમે તે વખતે ઉપાશ્રયે આવી ગુરૂ મહારાજને વાંદવા મંડી જઇએ તો તે ભૂલભરેલું કહેવાય, તેથી નીચેની બાબતો સમજવાની જરૂર છે. ગુરૂ મહારાજ જ્યારે શાંતિમાં હોય, તેમનું મન કોઈ બાબતમાં પરોવાયેલું ન હોય, તેઓ ધર્મકથા કરતા ન

૧ પૂરા થવું તે. ૨ મોક્ષસુખના. ૩ લાકડાં. ૪ મોક્ષગતિ. ૫ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા. ૬ જેનો કોઇ દિવસ નાશ ન થાય તેવું (મોક્ષ) સ્થાન. ૭ જ્યાં કયારે પણ આહાર કરવો (ખાવું પીવું) નથી એવું (મોક્ષ) સ્થાન.

હોય, વ્યાખ્યાન વાંચતા ન હોય ત્યારે તેમને વાંદવા. પોતાના આસન ઉપર બેઠા હોય પણ ઉભા ન હોય અથવા કોઇ કારણે બીજી તરફ મ્હોં કરીને બેઠા ન હોય ત્યારે તેમને વાંદવા. શિષ્યોને ભણાવવાનું કામ કરી નિવૃત્ત[1] થયા હોય ત્યારે વાંદવા, પણ શિષ્ય વગેરેના ભલાને સારૂ તેમની ભૂલને માટે ઠપકો દેતા હોય અથવા પોતે ઊંઘી ગયા હોય ત્યારે વાંદવા નહિ. વંદન કરનાર સુખસાતા વગેરે પૂછે તેને યોગ્ય ઉત્તર આપવા તૈયાર હોય ત્યારે વાંદવા. બાકી આહાર[2] કે નિહાર[3] કરતા હોય, કરવાને ઇચ્છિતા હોય કે કરવા જતા હોય ત્યારે તો કદીપણ વાંદવા નહિ. તેમ કરવાથી આપણને લાભને બદલે હાનિ થાય છે. આહાર કે નિહારના અવસરે વંદન કરવાથી તેમને તે તે કાર્યોમાં ખોટી થવું પડે, ચાલવાની તૈયારીમાં હોય ત્યારે વંદન કરવાથી આપણે માટે તેમને ઉભા રહેવું પડે; આ રીતે વર્ત્તવાથી આપણા વિવેકમાં જરૂર ખામી આવે. આમ દરેક બાબત માટે વિચારવું. તેઓ તો આપણા પૂજ્ય છે તેથી દરેક બાબતમાં તેમની અનુકૂળતા સાચવીને આપણે વંદન કરવું જોઇએ.

---

૧ નવરા. ૨ ભોજન. જમવું તે. ૩ સ્થંડિલ, દસ્લે, ઝાડે જવું તે.

# પાઠ ૪૬. સાત શુદ્ધિ.

પ્રભુની પૂજા કરતી વખતે આપણે સાત શુદ્ધિ સાચવવાની જરૂર છે એટલે તે વખતે સાત વસ્તુઓ પવિત્ર હોય તો આપણુને પૂજાનો ખરેખરો લાભ મળી શકે. તે સાત શુદ્ધિ નીચે પ્રમાણે છે. ૧ આપણું શરીર શુદ્ધ હોવું જોઇએ, ૨ વસ્ત્રો ચોકખાં હોવાં જોઇએ. ૩ મનમાં પ્રભુપૂજાના જ વિચારો હોવા જોઈએ, ૪ દહેરાસરની તથા આસપાસની જમીન સાફ હોવી જોઈએ, ૫ પૂજાની વસ્તુઓ ( ચંદન, કેસર. પુષ્પ વગેરે ) પવિત્ર હોવી જોઇએ, ૬ પૂજાની વસ્તુઓ માટે જે દ્રવ્ય ખર્ચાય તે ન્યાયથી પેદા કરેલું હોવું જોઇએ ( અન્યાયથી, દગાપ્રપંચ કરી કોઇને છેતરીને નાણું મેળવ્યું હોય તેની વસ્તુઓ લઈ પ્રભુપૂજા કરીએ તો આપણુને ખરેખરો ભાવ, ચિત્તની પ્રસન્નતા ઉત્પન્ન ન થાય ). અને છેલ્લે ૭ પ્રભુની પૂજા કરવાની જે વિધિ બતાવી છે તે વિધિ સમજી લઇ બરાબર તે પ્રમાણે પૂજા કરવી જોઇએ. દહેરાસરની વસ્તુઓ ( કેસર, અગરબત્તી વગેરે) ઘણી વાપરવા કરતાં આપણી શકિત મુજબ થોડી પણ આપણા ઘરની વસ્તુઓ વાપરીએ તો તેથી આપણને ઘણો આલ્હાદ[૧] થાય, એ ચોક્કસ વાત છે. પૈસાદાર શ્રાવકોએ તો પૂજામાં વપરાતી (વાટકી, રકાબી, કળશ, સૂખડ, દશાંગધૂપ, કેસર, ઉંચો બરાસ

---

૧ હર્ષ.

વગેરે ) દરેક વસ્તુઓ પોતાના દ્રવ્યથી ખરીદેલી વાપરી, પૂજાનો ખરો લાભ મેળવવો જોઇએ અને એ રીતે લક્ષ્મીનો લ્હાવો લેવો જોઈએ. આ સાત શુદ્ધિ યાદ રહેવા માટે આ નીચેનો દૂહો મોઢે કરી લેવો જેવો છે.

અંગ(૧) વસન(૨)[1] મન(૩) ભૂમિકા(૪), પૂજોપગરણ(૫)[2] સાર;
ન્યાયદ્રવ્ય(૬) વિધિશુદ્ધતા(૭), શુદ્ધિ સાત પ્રકાર.

---

## પાઠ ૪૭. નવકારવાળી.

પ્રભુના ગુણોને યાદ કરવા માટે નવકારવાળીનો ઉપયોગ થાય છે એટલે તે ગણાય છે. નવકારવાળીમાં ૧૦૮ પારા હોય છે. વચ્ચે ફૂંમકાની નીચે કુળશના આકારનો પારો હોય છે તે મેર[3] કહેવાય છે. નવકારવાળી બે રીતે ગણાય છે. એક નવકાર ગણી એક પારો મૂકીએ તે બાંધી નવકારવાળી અને એક પદ બોલી એક પારો મૂકીએ તે છૂટી નવકારવાળી ગણી, એમ કહેવાય. બાંધી નવકારવાળી ગણતાં ૧૦૮ નવકાર ગણાય અને છૂટી ગણતાં નવકારનાં પદ નવ હોવાથી બાર નવકાર ગણાય. હિસાબ કરતાં આ વાત સમજી શકાશે. બીજી રીતે વિચાર કરતાં પાંચ પરમેષ્ઠીના બધા મળીને ૧૦૮ ગુણ છે અને એકેક ગુણ યાદ કરી એકેક પારો મૂકાય તો

---

૧ વસ્ત્ર. ૨ પૂજાની વસ્તુઓ. ૩ કળશ.

આખી નવકારવાળી છૂટી ગણાઇ જવા સાથે ૧૦૮ ગુણનું સ્મરણ પણ થઈ જાય છે. તેથી મહાન્ લાભ થાય છે અને મન શાંત તથા પવિત્ર બની તે ગુણ મેળવવા તરફ વળે છે. પાંચ પરમેષ્ઠીમાં અરિહંતના બાર, સિદ્ધના આઠ, આચાર્યના છત્રીસ, ઉપાધ્યાયના પચ્ચીસ અને સાધુના સત્તાવીસ ગુણ છે. કુલ સરવાળો ગણતાં ૧૦૮ ગુણ થાય છે. નવકારવાળી સ્થિર આસને[૧] બેસી, હૃદય સન્મુખ[૨] અંગુઠા ઉપર રાખી, અંગુઠા પાસેની પહેલી આંગળીએ ગણવી. પુરી ગણાઈ રહે એટલે ફેરવીને ગણવી પણ મેરનું ઉલ્લંઘન કરવું નહિ.[૩]

---

## પાઠ ૪૮. શ્રી શત્રુંજય મહાતીર્થ.

આપણ જૈનોમાં આ પહેલા નંબરનું મોટું તીર્થ કાઠિયાવાડમાં પાલીતાણા ગામની નજીક આવેલું છે. આ ડુંગર ગિરિરાજ કહેવાય છે કારણ કે ડુંગર માત્રમાં આ ડુંગર શ્રેષ્ઠ છે. આ ડુંગર ઉપર કાંકરે કાંકરે અનંત મહાપુરૂષો સિદ્ધ થયેલા છે. કર્મ ખપાવી મોક્ષે ગયેલા છે, તેથી આ ડુંગરનો અણુએ અણુ અત્યંત પવિત્ર ગણાય છે. આ તીર્થ પ્રાયઃ શાશ્વત કહેવાય છે એટલે તેનો કદીપણ નાશ થવાનો નથી. આ તીર્થની યાત્રા પૂજા

---

૧ હાલે ચાલે નહિ એવા કટાસણા વગેરે. ૨ છાતી પાસે. ૩ મેરને ટપવું નહિ.

સેવા કરનાર મહા પુણ્યશાળી ગણાય છે. આ ત થ ઉપર મૂળનાયક તરીકે શ્રી ઋષભદેવ ભગવાન બીરાજે છે. તેઓ આદીશ્વર દાદા કહેવાય છે. આ ડુંગર ઉપર સુશોભિત અને દર્શન કરતાં પરમ આનંદ ઉત્પન્ન થાય, એવાં ઘણાં દહેરાસરો તથા દહેરીઓ છે. તે લાખો રૂપિયા ખર્ચી ભાગ્યશાળી શ્રાવકોએ બંધાવેલાં છે. તેમાં મનોહર જિનબિંબો છે, જેની સંખ્યાનું પ્રમાણ એવડું મોટું છે કે તેમનાં માત્ર દર્શન કરતાં એક આખો દિવસ લાગે. ડુંગરની બીજી બાજુએ ઉતરતાં એક બાજુ રોહિશાળાની પાગ તથા બીજી તરફ ઘેટીની પાગ દર્શન કરવા લાયક છે. ડુંગરના પાછળના ભાગમાં નીચે શત્રુંજયી નદી વહે છે જેનું પાણી પવિત્ર ગણાય છે. કેટલાએક ભાવિક જીવો આ શેત્રુંજી નદીમાં ન્હાઈ, તેનું પાણી લઈ ડુંગર ઉપર ચઢે છે અને તે વડે પ્રભુનો પ્રક્ષાલ કરી પૂજા સેવા કરે છે. ઉપર સૂર્યકુંડ છે તેનું પાણી કોઢ વગેરે રોગને દૂર કરનારૂં ગણાય છે. કેટલાએક ભાઇઓ તથા બેનો આ તીર્થની નવ્વાણું યાત્રા કરી મોટું પુણ્ય ઉપાર્જન કરે છે. આ તીર્થની જરા પણ આશાતના કરવામાં આવે તો મહાપાપ લાગે છે કે જેથી છૂટવું મુશ્કેલ થઇ પડે. અન્ય સ્થાને કરેલાં પાપો આ તીર્થને ભેટવાથી ધોવાઇ જાય છે.

આત્માની શાંતિ મેળવવા માટે, આ ગિરિરાજની શીતલ છાયામાં, ફુરસદ પ્રમાણે, સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિને ભૂલી જઈ ઓછો કે વધારે વખત વસવા

જેવું છે. આ તીર્થ રેલ્વેના સ્ટેશનવાળું છે. રેલ્વે ઠેઠ સુધી જાય છે. આ તીર્થનું રક્ષણ કપર્દી યક્ષદેવ તથા ચક્રેશ્વરી દેવી પૂર્ણ ભાવથી કરે છે.

---

## પાઠ ૪૯. શ્રી ગિરનાર તીર્થ.

શ્રી કાઠિયાવાડના સૌરાષ્ટ્ર પ્રાંતમાં આવેલા જુનાગઢ શહેરથી બે માઇલ છેટે આ તીર્થ આવેલું છે. આ તીર્થ શ્રી શત્રુંજયની પાંચમી ટુંક (શિખર) રૈવતગિરિના નામથી ઓળખાય છે, બાકી તેનું વધારે પ્રચલિત નામ તો ગિરનાર છે. આ પહાડ શત્રુંજય કરતાં ઉંચો અને ચહડવામાં કઠિન છે. આ તીર્થ ઉપર જન્મ થકી જ બ્રહ્મચારી શ્રી અરિષ્ટ નેમિનાથ ભગવાન મૂળનાયક તરીકે બીરાજે છે. તેમની દીક્ષા, કેવળજ્ઞાનનું પામવું અને મોક્ષે જવું, એ ત્રણ કલ્યાણક અત્રે જ થયેલાં છે. અત્રે પણ ઘણાં દહેરાસરો તથા જિનબિંબો મનોહર અને દર્શન કરવા લાયક છે, જો કે શત્રુંજયના પ્રમાણમાં તો તેની સંખ્યા બહુ થોડી ગણાય. ભવ્યતામાં પણ શત્રુંજય ચહડી જાય. હાલમાં ઘણા વખત થયા તેનું જીર્ણોદ્ધારકાર્ય ચાલુ રહેવાથી તેની સુંદરતા અને સુરક્ષિતતામાં વધારો થયો છે. આ ડુંગરથી નીચે ઉતરતાં સહસાવન (સહસ્રાસ્રવન) આવે છે, જ્યાં ભગવાન પધારતા હતા ત્યારે સમવસરણ રચાતું હતું. તેમાં ક્રોડ દેવતાઓ તથા સાધુ, સાધ્વી, શ્રાવક

અને શ્રાવિકાઓની મ્હોટી પર્ષદા (સભા) વચ્ચે ભગવાન દેશના દેતા હતા. આ તીર્થની પવિત્રતા તથા પ્રાયઃ શાશ્વતપણું શ્રી શત્રુંજય તીર્થની જેવું જ છે. ડુંગર ઉપર કોઇ યાત્રાળુ રાત્રિવાસ કરતું નથી. ડુંગર ઉપર ભીમકુંડ તથા હાથી પગલું વગેરે જળાશયો છે. અધિષ્ઠાયક દેવ તરીકે ગોમેધ યક્ષ તથા અંબિકા દેવી રક્ષણનું કાર્ય કરે છે. આ તીર્થ પણ રેલ્વેના સ્ટેશનવાળું છે. ડુંગરની તળાટીએ ભોજનશાળા તથા નિવાસસ્થાનની સારી અનુકૂળતા છે.

# ૩ સૂત્ર વિભાગ.

## ૧ સૂત્ર (મૂળ).

### ૧ પુકખરવરદ્દી (શ્રુતસ્તવ સૂત્ર).

પુકખરવરદ્દીવડ્ઢે, ધાયઇસંડે અ જંબુદ્દીવે અ;
ભરહેરવયવિદેહે, ધમ્માઇગરે નમંસામિ. ૧
તમતિમિરપડલવિદ્ધં-સણસ્સ સુરગણન-
રિંદમહિયસ્સ;
સીમાધરસ્સ વંદે, પપ્ફોડિઅ મોહજાલસ્સ. ૨
જાઇજરામરણસોગપણાસણસ્સ, કલ્લાણ-
પુકખલ-વિસાલ-સુહાવહસ્સ;
કો દેવદાણવનરિંદગણચ્ચિઅસ્સ, ધમ્મસ્સ-
સારમુવલબ્ભ કરે પમાયં. ૩
સિદ્ધે ભો પયઓ ણમો જિણમએ નંદી
સયા સંજમે,

દેવં નાગસુવન્નકિન્નરગણ-સ્સબ્ભૂઅ ભાવ-
ચ્ચિએ;
લોગો જત્થ પઇટ્ઠિઓ જગમિણં તેલુક્કમ-
ચ્ચાસુરં,
ધમ્મો વડ્ઢઉ સાસઓ વિજયઓ ધમ્મુત્તરં
વડ્ઢઉ. ૪
સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં, વં-
દણવત્તિયાએ૦

ભાવાર્થઃ—આમાં શ્રી સીમંધર સ્વામી વગેરે વિચરતા તીર્થંકરો તથા જ્ઞાનની સ્તુતિ છે.

---

## ૨ સિધ્ધાણં બુદ્ધાણં (સિધ્ધસ્તવ સૂત્ર).

સિદ્ધાણં બુદ્ધાણં, પારગયાણં પરંપરગયાણં;
લોઅગ્ગમુવગયાણં, નમો સયા સવ્વસિ-
દ્ધાણં. ૧

જો દેવાણુવિ દેવો, જં દેવા પંજલી નમંસંતિ;
તં દેવદેવમહિઅં, સિરસા વંદે મહાવીરં. ૨
ઇક્કોવિ નમુક્કારો, જિણવરવસહસ્સ વ-
દ્ધમાણસ્સ;
સંસારસાગરાઓ, તારેઇ નરં વ નારિં વા. ૩
ઉજ્જિંતસેલસિહરે, દિક્ખા નાણં નિસી-
હિઆ જસ્સ;
તં ધમ્મચક્કવટ્ટિં, અરિટ્ઠનેમિં નમંસામિ. ૪
ચત્તારિ અટ્ઠ દસ દો ય, વંદિયા જિણવરા
ચઉવ્વીસં;
પરમટ્ઠનિટ્ઠિઅટ્ઠા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૫

ભાવાર્થઃ—આમાં સર્વ સિદ્ધ, મહાવીરસ્વામી, નેમિનાથ તથા અષ્ટાપદ પર્વત ઉપર બિરાજમાન ચોવીસ તીર્થંકરોની સ્તુતિ છે.

## ૩ વેયાવચ્ચગરાણં.

વેયાવચ્ચગરાણં, સંતિગરાણં, સમ્મદિટ્ઠિ-
સમાહિગરાણં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ૦

ભાવાર્થ–આથી સમકિતી દેવતાઓને સંભારવામાં
આવે છે.

---

## ૪ ભગવાનાદિ વંદન.

ભગવાનહં, આચાર્યહં, ઉપાધ્યાયહં, સર્વ-
સાધુહં.

ભાવાર્થઃ–આથી ભગવાન્ આદિ ચારને વંદન કરાય છે.

---

## ૫૯ (પ્રતિક્રમાણ બીજક સૂત્ર).

### દેવસિઅ પડિક્કમણે ઠાઉં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅ-
પડિક્કમણે ઠાઉં ?

ઇચ્છં, સવ્વસ્સવિ દેવસિઅ, દુચ્ચિંતિઅ,
દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, મિચ્છામિ દુક્કડં.

ભાવાર્થઃ—આથી દિવસ સંબંધી લાગેલાં પાપને અતિ ટુંકામાં કહેવા સાથે તેની માફી માગવામાં આવે છે.

---

## ૬ ઈચ્છામિ ઠામિ.

ઇચ્છામિ ઠામિ[1] કાઉસ્સગ્ગં, જો મે દેવસિ-
ઓ અઇયારો કઓ,
કાઇઓ, વાઇઓ, માણસિઓ, ઉસ્સુત્તો, ઉ-
મ્મગ્ગો, અકપ્પો,
અકરણિજ્જો, દુજ્ઝાઓ, દુવ્વિચિંતિઓ, અ-
ણાયારો,
અણિચ્છિઅવ્વો, અસાવગપાઉગ્ગો,
નાણે, દંસણે, ચરિત્તાચરિત્તે, સુએ, સામાઇએ,
તિણ્હં ગુત્તીણં,
ચઉણ્હં કસાયાણં, પંચણ્હમાણુવ્વયાણં,
તિણ્હં ગુણવ્વયાણં, ચઉણ્હં સિક્ખાવયાણં,

---

૧ ઠાઈઉં, પ્રયોગ આવશ્યક સૂત્ર પૃષ્ઠ ૭૭૮ ઉપર છે.

બારસવિહસ્સ સાવગધમ્મસ્સ, જં ખંડિ-
અં, જં વિરાહિઅં,
તસ્સ મિચ્છામિ દુક્કડં.

ભાવાર્થ—આથી દિવસ સંબંધી લાગેલાં પાપને સામાન્ય રીતે જાહેર કરી તેની માફી માગવામાં આવેછે.

---

## ૭ પંચાચારની ગાથા.

નાણંમિ દંસણંમિ અ, ચરણંમિ તવંમિ
તહ ય વીરિયંમિ;
આયરણં આયારો, ઇઅ એસો પંચહા ભ-
ણિઓ. ૧
કાલે વિણએ બહુમાણે, ઉવહાણે તહ અનિ-
ણ્હવણે;
વંજણઅત્થતદુભએ, અટ્ઠવિહો નાણમાયારો. ૨
નિસ્સંકિઅ નિક્કંખિઅ, નિવ્વિતિગિચ્છા
અમૂઢદિટ્ઠી અ;

ઉવવૂહ થિરીકરણે, વચ્છલ્લ પભાવણે અટ્ઠ૩

પણિહાણજોગજુત્તો, પંચહિં સમિઈહિં તીહિં
ગુત્તીહિં;

એસ ચરિત્તાયારો, અટ્ઠવિહો હોઇ નાયવ્વો. ૪

બારસવિહંમિવિ તવે, સબ્ભિંતર બાહિરે
કુસલદિટ્ઠે;

અગિલાઈ અણાજીવી, નાયવ્વો સો તવાયારો. ૫

અણસણમૂણોઅરિયા, વિત્તીસંખેવણં
રસચ્ચાઓ;

કાયકિલેસો સંલી-ણયાય બજ્ઝો તવો હોઇ. ૬

પાયચ્છિત્તં વિણઓ, વેયાવચ્ચં તહેવ
સજ્ઝાઓ;

ઝાણં ઉસ્સગ્ગોવિઅ, અબ્ભિંતરઓ તવો
હોઇ. ૭

અણિગૂહિઅ બલવિરિઓ, પરક્કમઇ જો જ-
 હુત્ત માઉત્તો;
જુંજઇ અ જહાથામં, નાયવ્વો વીરિઆયારો. ૮

ભાવાર્થઃ—આમાં જ્ઞાનાચાર વગેરે પાંચ આચારના ભેદનું વર્ણન છે તેથી તેને આચારની ગાથા કહેવામાં આવી છે.

---

## ૮ સુગુરૂ વંદન સૂત્ર અથવા વાંદણાં.

ઇચ્છામિ ખમાસમણો! વંદિઉં જાવણિજ્જા-
એ નિસીહિઆએ,
અણુજાણહ મે મિઉગ્ગહં, નિસીહિ, અહો-
કાયં કાયસંફાસં,
ખમણિજ્જો ભે કિલામો અપ્પકિલંતાણં
બહુસુભેણ ભે દિવસો વઇક્કંતો ? જત્તા ભે ?
જવણિજ્જં ચ ભે ? ખામેમિ ખમાસમણો!
દેવસિઅં વઇક્કમ્મં, આવસ્સિઆએ, પડિ-
ક્કમામિ, ખમાસમણાણ

દેવસિઆએ આસાયણાએ, તિત્તીસન્નય-
રાએ, જં કિંચિ મિચ્છાએ,
મણદુક્કડાએ, વયદુક્કડાએ, કાયદુક્કડાએ,
કોહાએ, માણાએ,
માયાએ, લોભાએ, સવ્વકાલિઆએ, સવ્વ-
મિચ્છોવયારાએ,
સવ્વધમ્માઇક્કમણાએ આસાયણાએ, જો મે
અઇઆરો કઓ,
તસ્સ ખમાસમણો! પડિક્કમામિ નિંદામિ
ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

બીજીવારને વાંદણે 'આવસ્સિઆએ' એ પદ
ન કહેવું ॥ તેમજ રાઇ પડિક્કમણામાં 'રાઇ
વઇક્કંતા', પક્ખીએ 'પક્ખો વઇક્કંતો,' ચ-
ઉમાસિએ 'ચઉમાસી વઇક્કંતા' અને સંવ-

ચ્છરીએ 'સંવચ્છરો વઇકકંતો' એ પ્રમાણે પાઠ કહેવા.

ભાવાર્થ—આથી સુગુરૂને વંદન કરી તેમની પ્રત્યે થયેલા દોષની ક્ષમા યાચવામાં આવે છે.

---

## ૯ દેવસિઅં આલોઉં સૂત્ર.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅં આલોઉં ? ઇચ્છં,

આલોએમિ જો મે દેવસિઓ૦

(બાકીનો પાઠ 'ઇચ્છામિ ઠામિ' સૂત્રના જેવો સમજવો.)

---

## ૧૦ સાત લાખ.

સાત લાખ પૃથિવીકાય, સાત લાખ અપ્‌કાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય,

બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેઇંદ્રિય, બે લાખ
ચૌરિંદ્રિય, ચાર લાખ દેવતા,
ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય,
ચૌદ લાખ મનુષ્ય, એવંકારે ચોરાશી લાખ
જીવયોનિમાંહિ
મારે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હ-
ણાવ્યો હોય,
હણુતા પ્રત્યે અનુમોદ્યો હોય, તે સર્વે મને,
વચને, કાયાએ કરી
મિચ્છા મિ દુકકડં.

ભાવાર્થ—આથી ચોરાશી લાખ યોનિવાળા[1] જીવોમાં જે જીવો હણાયા હોય તે બાબત મિચ્છા દુક્કડ દેવામાં આવે છે.

---

૧ જીવોને ઉપજવાનાં ઠેકાણું. તે ચોરાશી લાખ છે. જે ઉપજવાનાં સ્થાનકોનાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ ચાર વાનાં સરખાં હોય તે બધાં એકજ સ્થાનકમાં ગણાય અને તેજ યોન કહેવાય.

## ૧૧ અઢાર પાપસ્થાનક.

પહેલે પ્રાણાતિપાત,[૧] બીજે મૃષાવાદ,[૨] ત્રીજે
અદત્તાદાન,[૩]

ચોથે મૈથુન[૪], પાંચમે પરિગ્રહ,[૫] છઠ્ઠે ક્રોધ,[૬]
સાતમે માન,[૭]

આઠમે માયા,[૮] નવમે લોભ,[૯] દશમે રાગ,[૧૦]
અગ્યારમે દ્વેષ,[૧૧]

બારમે કલહ,[૧૨] તેરમે અભ્યાખ્યાન,[૧૩] ચૌ-
દમે પૈશુન્ય,[૧૪] પન્નરમે રતિ અરતિ,[૧૫]
સોલમે પરપરિવાદ,[૧૬] સત્તરમે માયામૃષાવાદ,[૧૭]

---

૧ જીવહિંસા, ૨ ખોટું બોલવું, ૩ ચોરી, ૪ સ્ત્રીસેવન, ૫ પૈસો ટકો ખૂબ એકઠો કરવો તે, ૬ ગુસ્સો, ૭ અહંકાર, ૮ કપટ, ૯ લક્ષ્મી વાપરવી નહિ તે, ૧૦ ગમતા પદાર્થો ઉપર પ્રીતિ, ૧૧ અણગમતા પદાર્થો ઉપર અપ્રીતિ, ૧૨ કજીઓ, ૧૩ કોઇના ઉપર ખોટું કલંક ચઢાવવું તે, ૧૪ ચાડી, ૧૫ સુખ આવે ખુશી થવું અને દુ:ખ આવે અફસોસ કરવો તે, ૧૬ પારકી નિંદા, ૧૭ કપટ રાખી ખોટું બોલવું તે.

અઢારમે મિથ્યાત્વશલ્ય,[૧૮] એ અઢાર પાપ-
સ્થાનકમાંહિ મારે જીવે જે કોઈ પાપ સે-
વ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતા પ્રત્યે
અનુમોદ્યું હોય, તે સર્વે મને, વચને કાયાએ
કરી મિચ્છા મિ દુક્કડં.

ભાવાર્થ—આનાં અઢાર ઠેકાણે પાપ બંધાય છે તેનાં નામ આપ્યાં છે અને પછી તેવી રીતે લાગેલાં પાપની ક્ષમા માગવામાં આવી છે.

---

## ૧૨ સવ્વસ્સવિ.

સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભા-
સિઅ, દુચ્ચિટ્ઠિઅ,
ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ઈચ્છં, ત-
સ્સ મિચ્છા મિ દુક્કડં.

---

૧૮ કુદેવ, કુગુરૂ અને કુધર્મને સેવવાની ઇચ્છા.

## ૧૩ વંદિત્તુ (શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર).

ભાવાર્થ—આથી શ્રાવકને બાર વ્રત વગેરેમાં લાગેલા દોષને બહુ દિલગીરી સાથે વિસ્તારથી જાહેર કરી તેવા દોષો ફરીથી ન લાગે તેવી ઇચ્છા સાથે તે બાબત માફી માગવામાં આવે છે.

વંદિત્તુ સવ્વસિધ્ધે, ધમ્માયરિએ અ સવ્વ-
સાહૂ અ;
ઇચ્છામિ પડિક્કમિઉં, સાવગધમ્માઇઆ-
રસ્સ. ૧

જો મે વયાઇયારો, નાણે તહ દંસણે ચરિત્તે અ;
સુહુમો અ બાયરો વા, તં નિંદે તં ચ ગ-
રિહામિ. ૨

દુવિહે પરિગ્ગહંમિ, સાવજ્જે બહુવિહે અ
આરંભે;
કારાવણે અ કરણે, પડિક્કમે દેસિઅં સવ્વં. ૩

જં બદ્ધ મિંદિએહિં, ચઉહિં કસાએહિં અ-
પ્પસત્થેહિં;
રાગેણ વ દોસેણ વ, તં નિંદે તં ચ ગરિ-
હામિ. ૪
આગમણે નિગ્ગમણે, ઠાણે ચંકમણે અ-
ણાભોગે;
અભિઓગે અનિઓગે, પડિક્કમે૦ ૫
સંકા કંખ વિગિચ્છા, પસંસ તહ સંથવો
કુલિંગીસુ;
સમ્મત્તસ્સ ઇઆરે, પડિક્કમે૦ ૬
છક્કાયસમારંભે, પયણે અ પયાવણે અ જે
દોસા;
અત્તટ્ઠા ય પરટ્ઠા, ઉભયટ્ઠા ચેવ તં નિંદે. ૭
પંચણ્હમણુવ્વયાણં, ગુણવ્વયાણં ચ તિ-
ણ્હમઇયારે;
સિક્ખાણં ચ ચઉણ્હં, પડિક્કમે૦ ૮

પઢમે અણુવ્વયંમિ, થૂલગપાણાઇવાય-
વિરઈઓ;
આયરિઅમપ્પસત્થે, ઇત્થ પમાયપ્પસં-
ગેણં. ૯
વહ બંધ છવિચ્છેએ, અઇભારે ભત્તપાણ-
વુચ્છેએ;
પઢમવયસ્સઇઆરે, પડિક્કમે૦ ૧૦
બીએ અણુવ્વયંમિ, પરિથૂલગઅલિયવય-
ણવિરઈઓ
આયરિઅમપ્પસત્થે, ઇત્થ૦ ૧૧
સહસા રહસ્સ દારે, મોસુવએસે અ કૂડ-
લેહે અ;
બીયવયસ્સઇઆરે, પડિક્કમે૦ ૧૨
તઈએ અણુવ્વયંમિ, થૂલગપરદવ્વહરણ-
વિરઈઓ;
આયરિઅમપ્પસત્થે, ઇત્થ૦ ૧૩

તેનાહડપ્પઓગે, તપ્પડિરૂવે વિરૂદ્ધગ-
મણે અ;
કૂડતુલકૂડમાણે, પડિક્કમે૦ ૧૪
ચઉત્થે અણુવ્વયંમિ, નિચ્ચં પરદારગમણ-
વિરઇઓ;
આયરિઅમપ્પસત્થે, ઇત્થ૦ ૧૫
અપરિગ્ગહિઆ ઇત્તર, અણંગવીવાહતિવ્વ-
અણુરાગે;
ચઉત્થવયસ્સઇઆરે, પકિડક્કમે૦ ૧૬
ઇત્તો અણુવ્વએપં-ચમંમિ આયરિઅમ-
પ્પસત્થંમિ;
પરિમાણપરિચ્છેએ, ઇત્થ૦ ૧૭
ધણધન્ન ખિત્તવત્થૂ, રૂપ્પસુવન્ને અ કુવિ-
અપરિમાણે;
દુપએ ચઉપ્પયંમિ ય, પડિક્કમે૦ ૧૮

ગમણસ્સ ય પરિમાણે, દિસાસુ ઉડ્ઢં અહે
અ તિરિઅં ચ;
વુડ્ઢિ સઇઅંતરદ્ધા, પઢમંમિ ગુણવ્વએ
નિંદે. ૧૯

મજ્જંમિ અ મંસંમિ અ, પુપ્ફે અ ફલે અ
ગંધમલ્લે અ;
ઉવભોગપરીભોગે, બીયંમિ ગુણવ્વએ નિંદે. ૨૦

સચ્ચિત્તે પડિબધ્ધે, અપોલિ દુપ્પોલિઅં ચ
આહારે;
તુચ્છોસહિભક્ખણયા, પડિક્કમે૦ ૨૧

ઇંગાલી વણ સાડી, ભાડી ફોડી સુવજ્જએ
કમ્મં;
વાણિજ્જં ચેવ દંત, લક્ખરસકેસવિસ-
વિસયં. ૨૨

એવં ખુ જંતપિલ્લણ, કમ્મં નિલ્લંછણં ચ
દવદાણં;
સરદહતલાયસોસં, અસઈપોસં ચ વજ્જિજ-
જા. ૨૩

સત્થગ્ગિમુસલજંતગ, તણકટ્ઠેમંતમૂલભે-
સજ્જે;
દિન્ને દવાવિએ વા, પડિક્કમે૦ ૨૪
ન્હાણુવ્વટ્ટણવન્નગ-વિલેવણે સદરૂવરસગંધે;
વત્થાસણઆભરણે, પડિક્કમે૦ ૨૫
કંદપ્પે કુક્કુઇએ, મોહરિ અહિગરણ ભોગ-
અઇરિત્તે;
દંડંમિ અણટ્ઠાએ, તઇઅંમિ ગુણવ્વએ
નિંદે૦ ૨૬
તિવિહે દુપ્પણિહાણે, અણવટ્ઠાણે તહા સઇ-
વિહૂણે;

સામાઇઅ વિતહ કએ, પઢમે સિકખાવએ

નિંદે. ૨૭

આણવણે પેસવણે, સદ્દે રૂવે અ પુગ્ગલ-

કખેવે;

દેસાવગાસિઅંમિ, બીએ સિકખાવએ

નિંદે. ૨૮

સંથારૂચ્ચારવિહી, પમાય તહ ચેવ ભોયણા-

ભોએ;

પોસહવિહિવિવરીએ, તઇએ સિકખાવએ

નિંદે. ૨૯

સચ્ચિત્તે નિકિખવણે, પિહિણે વવએસ મ-

ચ્છરે ચેવ;

કાલાઇકકમદાણે, ચઉથે સિકખાવએ

નિંદે. ૩૦

સુહિએસુ અ દુહિએસુ અ, જા મે અસ્સંજએ-
સુ અણુકંપા;
રાગેણ વ દોસેણ વ, તં નિંદે તં ચ ગરિ-
હામિ. ૩૧

સાહૂસુ સંવિભાગો, ન કઓ તવચરણકરણ-
જુત્તેસુ;
સંતે ફાસુઅદાણે, તં નિંદે તં ચ ગરિહામિ.

ઇહલોએ પરલોએ, જીવિઅ-મરણે અ આ-
સંસપઓગે;
પંચવિહો અઇઆરો, મા મજ્ઝં હુજ્જ મ-
રણંતે. ૩૩

કાએણ કાઇઅસ્સ, પડિક્કમે વાઇઅસ્સ
વાયાએ;
મણસા માણસિઅસ્સ, સવ્વસ્સ વયાઇ-
આરસ્સ. ૩૪

વંદણ-વય-સિક્ખાગા-રવેસુ સન્નાકસાય-
દંડેસુ;
ગુત્તીસુ અ સમિઈસુ અ. જો અઇઆરો ત-
યં નિંદે. ૩૫
સમ્મદ્દિટ્ઠી જીવો. જઇવિ હુ પાવં સમાયરઇ
કિંચિ;
અપ્પોસિ હોઇ બંધો. જેણ ન નિદ્ધંધસં
કુણઇ. ૩૬
તં પિ હુ સપડિક્કમણં. સપ્પરિઆવં સઉ-
ત્તરગુણં ચ;
ખિપ્પં ઉવસામેઇ. વાહિવ્વ સુસિક્ખિઓ
વિજ્જો. ૩૭
જહા વિસં કુટ્ઠગયં. મંતમૂલવિસારયા;
વિજ્જા હણંતિ મંતેહિં. તો તં હવઇ નિવ્વિસં.
એવં અટ્ઠવિહં કમ્મં. રાગદોસસમજ્જિઅં;

આલોઅંતો અ નિંદંતો, ખિપ્પં હણઇ સુ-
સાવઓ. ૩૯

કયપાવોવિ મણુસ્સો. આલોઇઅ નિંદિઅ
ગુરૂસગાસે;

હોઇ અઇરેગ લહુઓ, ઓહરિઅ ભરૂવ્વ
ભારવહો. ૪૦

આવસ્સએણ એએણ, સાવઓ જઇવિ
બહુરઓ હોઇ;

દુકખાણમંતકિરિઅં. કાહી અચિરેણ કા-
લેણ. ૪૧

આલોઅણા બહુવિહા. ન ય સંભરિઆ પ-
ડિકકમણકાલે;

મૂલગુણઉત્તરગુણે, તં નિંદે તં ચ ગરિહામિ.

તસ્સ ધમ્મસ્સ કેવલિપન્નતસ્સ અબ્ભુટ્ઠિ-
ઓમિ આરાહણાએ,

વિરઓમિ વિરાહણાએ; તિવિહેણ પડિકકંતો,
વંદામિ જિણે ચઉવ્વીસં. ૪૩

જાવંતિ ચેઇઆઇં૦ ૪૪

જાવંત કેવિ સાહૂ૦ ૪૫

ચિરસંચિયપાવપણા-સણીઇ ભવસયસહ-
સ્સમહણીએ;
ચઉવીસજિણવિણિગ્ગય-કહાઇ વોલંતુ મે
દિઅહા. ૪૬

મમ મંગલ મરિહંતા, સિદ્ધા સાહૂ સુઅં ચ
ધમ્મો અ;
સમ્મદિટ્ઠી દેવા, દિંતુ સમાહિં ચ બોહિં ચ. ૪૭

પડિસિદ્ધાણં કરણે, કિચ્ચાણમકરણે પડિ-
કકમણં;
અસદ્દહણે અ તહા, વિવરીઅપરૂવણાએ અ. ૪૮

ખામેમિ સવ્વ જીવે, સવ્વે જીવા ખમંતુ મે;
મિત્તી મે સવ્વભૂએસુ, વેરં મજ્ઝ ન કેણઇ. ૪૯

એવમહં આલોઇઅ, નિંદિઅ ગરહિઅ
દુગંછિઅં સમ્મં;
તિવિહેણ પડિક્કંતો, વંદામિ જિણે ચઉ-
વ્વીસં. ૫૦

# ૨ સૂત્ર (સાર્થ).

## ૧. ઇરિયાવહિયં સૂત્ર.

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઇરિયાવહિયં પડિક્કમામિ, ઇચ્છં**—હે જ્ઞાની ગુરૂ ! આપની ઇચ્છાએ રજા આપો તો રસ્તે ચાલતાં જે પાપ લાગ્યું હોય તેથી પાછો ફરૂં. (પછી ગુરૂ રજા આપે એટલે શિષ્ય કહે) આપનું વચન હું માથે ચઢાવું છું.

**ઇચ્છામિ પડિક્કમિઉં ઇરિયાવહિયાએ વિરાહણાએ**—રસ્તે ચાલતાં પાપવાળી ક્રિયા થવાથી ( જે પાપ લાગ્યું હોય તેને ) દૂર કરવાને ઇચ્છું છું. ( તે કેવી પાપવાળી ક્રિયા ?)

**ગમણાગમણે**—( એક સ્થાનકેથી બીજે સ્થાનકે ) જતાં આવતાં,

**પાણક્કમણે**—(પગે કરી) જીવજંતુને ચાંપવાથી,

**બીયક્કમણે**—અનાજનાં બીજને ચાંપવાથી,

**હરિયક્કમણે**—લીલી[1] વનસ્પતિને ચાંપવાથી,

**ઓસા—ઉત્તિંગ—પણગદગમટ્ટીમક્કડાસંતાણાસંકમણે**—(આકાશમાંથી પડતા) ઠારને, કીડાઓના દરને, પાંચ રંગની લીલ ફૂગને, કાચા પાણીને, લીલી માટીને અને કરોળિયાની જાળને ચાંપવાથી,

**જે મે જીવા વિરાહિયા**—જે જીવોને મેં દુઃખી કર્યા હોય. ( તે કેવા જીવો ?)

---

૧. લીલાં પાન, ફૂલ અને ફળ.

**એગિંદિયા, બેઈંદિયા, તેઈંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા**— એક ઇંદ્રિયવાળા,[1] બે ઈંદ્રિયવાળા,[2] ત્રણ ઈંદ્રિયવાળા,[3] ચાર ઇંદ્રિયવાળા,[4] પાંચ ઇંદ્રિયવાળા,[5] (તેઓને કેવી રીતે દુઃખી કર્યાં ? )

**અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા, તસ્સ મિચ્છા મિ દુક્કડં**—સામા આવતાં લાતે માર્યા હોય, ધૂળે કરીને ઢાંકયા હોય, જમીન અથવા ભીંત ઉપર ઘસ્યા હોય. શરીરેશરીર ભેળાં કર્યાં હોય, જરા અડવાથી દુઃખ ઉપજાવ્યું હોય,ઘણું દુઃખ ઉપજાવ્યું હોય, મરી ગયા જેવા કીધા હોય, ઘણાજ બીવરાવ્યા હોય, એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકયા હોય, આઉખાથી જુદા કર્યાં હોય ( મારી નાખ્યા હોય) તે સંબંધી જે પાપ લાગ્યું હોય તે મારૂં પાપ નિષ્ફળ થાઓ ! (ચાલ્યું જાઓ ! )

## ૨. તસ્સ ઉત્તરી સૂત્ર.

**તસ્સ ઉત્તરી કરણેણં પાયચ્છિત્તકરણેણં**—તે (બાકી રહેલા) પાપને વિશેષ દૂર કરવા માટે. તેનું (ગુરૂ પાસેથી) પ્રાયશ્ચિત્ત[6] લેવા વડે.

---

૧. માત્ર શરીરવાળા. ૨. શરીર અને જીભવાળા. ૩. શરીર, જીભ અને નાકવાળા. ૪. શરીર, જીભ, નાક અને આંખવાળા. ૫. શરીર, જીભ, નાક, આંખ અને કાનવાળા. ૬. થયેલા પાપને દૂર કરવા માટે ગુરૂ તપ વગેરે કરવા ફરમાવે તે.

**વિસોહીકરણેણં**—આત્માનો (અંદરનો) મેલ કાઢી નાખવા વડે.
**વિસલ્લીકરણેણં**—આત્માને શલ્ય[1] વિનાનો કરવા વડે.
**પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ**—સર્વ પાપકર્મોનો નાશ કરવા માટે,
**ઠામિ કાઉસ્સગ્ગં**—(હું) કાયોત્સર્ગ[2] કરૂં છું.

## ૩. અન્નત્થ ઊસસિએણં સૂત્ર.

**અન્નત્થ**—બીજે ઠેકાણે ( જે છૂટ બતાવી છે તે સિવાયના ઠેકાણે બિલકુલ હાલવું ચાલવું નહિ).
**ઊસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં**—ઊંચો શ્વાસ લેવા વડે, નીચો શ્વાસ મૂકવા વડે, ઉધરસ[3] આવવાથી, છીંક આવવાથી.
**જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ, પિત્તમુચ્છાએ**—બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વાસંચાર થવાથી, (અણધારી) ચકરી આવવાથી, પિત્તને લીધે મૂર્ચ્છા[4] આવવાથી,
**સુહુમેહિં અંગસંચાલેહિં**—જરા શરીર હાલવાથી,
**સુહુમેહિં ખેલસંચાલેહિં**—જરા થૂંક અથવા કફ ગળવાથી,

---

૧ જે આત્માને હેરાન કરે તે શલ્ય ત્રણ છેઃ–માયા (કપટ), નિયાણ (ધર્મની ક્રિયા કરી સંસારી ફળની ઇચ્છા રાખવી તે), મિથ્યાત્વ (ખોટી આસ્થા). ૨ જેમાં જીવ ધ્યાનમાં રહે, બોલે નહિ તેમ હાલે ચાલે પણ નહિ તે. ૩ ઉધરસ, છીંક, બગાસું અને ઓડકાર આવે ત્યારે મોઢા આગળ મુહપત્તિ ધરવી. ૪. બેભાન થઇને જમીન ઉપર પડી જવું તે.

**સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં**—જરા નજર ખસી જવાથી,+

**એવમાઇએહિં આગારેહિં**—એ પ્રમાણે કહેલા આગારો વગેરે (બીજા પણ ચાર)*આગારોથી (બીજે ઠેકાણે),

**અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો**—મારો કાયોત્સર્ગ અખંડિત અવિરાધિત[2] હોજો.

**જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ**-જ્યાંસુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરવા વડે ન પારૂં,[3]

**તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ**-ત્યાંસુધી પોતાની કાયાને એક ઠેકાણે રાખવા વડે, મૂંગા રહેવા વડે (અને) ધ્યાન ધરવા વડે વોસિરાવું છું.[4]

## ૪. લોગસ્સ (નામસ્તવ સૂત્ર).

**લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે;**
**અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧**

---

+નજર સ્થાપના ઉપર હોય ત્યાંથી જરા ખસી બીજી તરફ જવાથી. *૧ આગ લાગવાથી બીજે ઠેકાણે જવું પડે અથવા દીવા કે વીજળીના અજવાળાથી શરીરને ઢાંકી દેવું પડે, ૨ આપણી અને સ્થાપનાની વચ્ચે થઈને બિલાડી, ઉંદર વગેરે જતા હોય અથવા પાંચ ઇંદ્રિયવાળા જીવની હિંસા થતી હોય તો બીજે ઠેકાણે જવું પડે, ૩ ચોરની ધાડ આવી પડવાથી અથવા રાજા વગેરેની બીકથી બીજે ઠેકાણે જવું પડે, ૪ સિંહ વગેરે ફાડી ખાવા આવતા હોય, સર્પ વગેરે કરડવા આવતા હોય કે ભીંત પડી જાય તેમ હોય તો બીજે ઠેકાણે જવું પડે. ૧ તદ્દન ભાંગેલો નહિ. ૨ થોડો ભાંગેલો નહિ.

લોકમાં[3] (કેવળજ્ઞાનવડે) પ્રકાશ કરનાર, ધર્મતીર્થને કરનાર,[4] (રાગ દ્વેષને) જિતનાર[5] કર્મશત્રુનો નાશ કરનાર (અને) કેવળજ્ઞાની, એવા ચોવીશે તીર્થંકરો તથા બીજાઓની પણ સ્તુતિ કરીશ.

**ઉસભમજિઅં ચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇં ચ;**
**પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ૨**

ઋષભદેવ તથા અજિતનાથને વાંદું છું. સંભવનાથ, અભિનંદન સ્વામી તથા સુમતિનાથને, પદ્મપ્રભપ્રભુ, રાગ દ્વેષને જિતનાર સુપાર્શ્વનાથ અને ચંદ્રપ્રભપ્રભુને વાંદું છું.

**સુવિહિં ચ પુપ્ફદંતં[6], સીઅલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ;**
**વિમલ મણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ૩**

સુવિધિનાથ અથવા પુષ્પદંતને, શીતલનાથ, શ્રેયાંસનાથ તથા વાસુપૂજ્ય સ્વામીને, વિમલનાથ, અનંતનાથ અને (રાગ દ્વેષને) જિતનાર ધર્મનાથ તથા શાંતિનાથને વાંદું છું.

**કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ;**
**વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૪**

---

૧ 'નમો અરિહંતાણં' ન કહું. ૨ ત્યાગ કરું છું, છોડી દઉં છું. ૩ સ્વર્ગલોક (આપણી ઉપર છે જેમાં દેવતાઓ રહે છે), મનુષ્યલોક (જેમાં આપણે રહીએ છીએ) અને પાતાલ લોક (આપણી નીચે છે તેમાં નારકી વગેરે રહે છે). ૪ પ્રભુ પાસે વ્રત લીધાં હોય એવા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચાર પ્રકારના સંઘની સ્થાપના કરનાર. ૫ વખાણ કરનાર ઉપર ખુશી ન થાય અને નિંદા કરનાર ઉપર ગુસ્સે ન થાય તે. ૬ મચકુંદના ફૂલ જેવા ઊજળા દાંત હતા માટે સુવિધિનાથનું બીજું નામ પુષ્પદંત હતું.

કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત સ્વામી અને (રાગદ્વેષને) જિતનાર નેમિનાથને વાંદું છું, તેમજ અરિષ્ટનેમિ (નેમિનાથ), પાર્શ્વનાથ અને વર્ધમાન (મહાવીર) સ્વામીને હું વંદન કરૂં છું.

**એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહીણજરમરણા;**
**ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ૫**

એ પ્રકારે મેં સ્તુતિ કરી. જેઓએ (કર્મરૂપ) રજ તથા મેલને દૂર કર્યા છે જેઓએ વૃદ્ધાવસ્થા અને મરણનો અત્યંત નાશ કર્યો છે તથા જેઓ કેવળજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે* એવા ચોવીસ અને બીજા પણ તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ.[1]

**કિત્તિયવંદિયમહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા;**
**આરૂગ્ગબોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ. ૬**

(જેમને ઇંદ્ર[2] વગેરેએ) સ્તવ્યા છે[3], વાંદ્યા છે, પૂજ્યા છે અને જેઓ લોકમાં ઉત્તમ સિદ્ધ (ભગવાન્) થયા છે તેઓ (મને) નીરોગીપણું, સમકિતનો લાભ અને પ્રધાન[4] ઉત્તમ[5]સમાધિ[6]આપો.

**ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા;**
**સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૭**

બધા ચંદ્રના* કરતાં વધારે નિર્મળ,[6] બધા સૂર્ય* ના કરતાં

---

* ૩૪ અતિશય તથા વાણીના ૩૫ ગુણ વગેરેથી અધિક. ૧. ઘણાજ ખુશી થાઓ. ૨ દેવતાઓના રાજા. ૩ ગુણ ગાયા છે. ૪ સૌથી મોટી. ૫ સૌથી સારી. ૬ મનની પુરેપુરી શાંતિ. * મનુષ્યલોકમાં ઘણા ચંદ્ર અને ઘણા સૂર્ય છે. ૬ મેલ રહિત, ચોકખા.

વધારે પ્રકાશ કરનાર અને (સૌથી છેલ્લા) સ્વયંભૂરમણ નામના સમુદ્ર જેવા ગંભીર[૬] એવા સિદ્ધ (ભગવાન્) મને મોક્ષ આપો.

## ૫. કરેમિ ભંતે (સામાયિક લેવાનું સૂત્ર).

**કરેમિ ભંતે! સામાઇઅં, સાવજ્જં જોગં પચ્ચક્ખામિ** હે ભગવાન્! હું સામાયિક કરૂં છું એટલે પાપનાં કામ કરવાનું છોડી દઉં છું.

**જાવ નિયમં પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં, મણેણં વાયાએ કાએણં, ન કરેમિ ન કારવેમિ**–જ્યાંસુધી તે (પાપનાં કામ નહિ કરવાના) નિયમને પાળું ત્યાંસુધી, મન, વચન અને કાયા, એ ત્રણ પ્રકારે (તે પાપનાં કામ) નહિ કરૂં અને નહિ કરાવું એ બે રીતે (વર્ત્તીશ).

**તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ**–(સામાયિક લીધા પહેલાં મેં જે પાપનાં કામ કર્યાં) હોય તેથી હે ભગવાન્! હુ પાછો ફરૂં છું, (તે પાપનાં કામને મારી મેળે) નિંદું છું, ગુરૂ પાસે વધારે નિંદું છું (અને તે પાપનાં કામથી) મારા આત્માને દૂર રાખું છું.

## ૬. સામાઇઅવયજુત્તો (સામાયિક પારવાનું સૂત્ર).

**સામાઇઅવયજુત્તો, જાવ મણે હોઇ નિયમસંજુત્તો;**
**છિન્નઇ અસુહં કમ્મં, સામાઇઅ જત્તિઆ વારા. ૧**

---

૧ દરિયામાં કોઇ ગંદી વસ્તુઓ નાખે તોપણ તે પોતાની હદ છોડતો નથી અને શાંત રહે છે તેમ સિદ્ધ ભગવાન્, જગતના જીવો પાપનાં કામ કરે છે તે જોઈ (જાણી) રહ્યા છે છતાં, ઘણાંજ શાંત હોય છે.

જ્યાંસુધી ( જીવ ) સામાયિક વ્રતમાં જોડાયેલો હોય અને મનમાં (પાપનાં કામ ન કરવાના ) નિયમ સહિત હોય (ત્યાંસુધી જેટલી વાર સામાયિક હોય તેટલી વાર ( પહેલાં બાંધેલાં ) માઠાં કર્મનો નાશ થાય ( અને નવાં કર્મ ન બંધાય ).

**સામાઇઅંમિ ઉ કએ, સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા;**
**એએણ કારણેણં, બહુસો સામાઇઅં કુજ્જા. ૨**

વળી જે કારણથી સામાયિક કરતી વખતે શ્રાવક સાધુ જેવો હોય તે કારણથી (દરેકે) ઘણી વાર સામાયિક કરવાં જોઇએ. ( કારણ કે થોડો વખત સાધુપણું પાળ્યું હોય તોપણ તેથી ઘણો લાભ થાય છે. )

**સામાયિક વિધિએ[1] લીધું, વિધિએ પાર્યું,[2] વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય તે સવિ[3] હુ મન વચન કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં. દસ મનના, દસ વચનના, બાર કાયાના, એ બત્રીસ દોષમાં જે કોઇ દોષ લાગ્યો હોય તે સવિ હુ મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.**

## સામાયિક લેવાનો વિધિ.

**સામાયિક લેવા ઇચ્છનારે, પ્રથમ અંગની અશુદ્ધિ હોય તો તે દૂર કરી ચોકખું લુગડું (પંચિયું) પહેરવું. પછી ચરવલાથી જગ્યા સાફ કરી, કટાસણું પાથરી (તે ઉપર) બેસવું. બેઠા હોઇએ ત્યાંથી થોડે છેટે ઊંચું (સાપડા વગેરે ઉપર)**

---

૧ સામાયિક કેમ લેવું, તે પ્રકાર. ૨ પુરૂં કર્યું. ૩ બધું.

પુસ્તક મૂકવું.[1] તેની સામે જમણો હાથ અવળો રાખી, ડાબા હાથમાં મુહપત્તિ મોઢા આગળ રાખી, 'નવકાર' અને 'પંચિંદિઅ' કહેવાં. પછી ઉભા થઈ 'ખમાસમણ' દઇ 'ઇરિયાવહિયં', તસ્સ ઉત્તરી, અન્નત્થ ઊસસિએણં' કહી એક 'લોગસ્સ 'નો 'ચંદેસુ નિમ્મલયરા' સુધી કાઉસ્સગ્ગ કરી, 'નમો અરિહંતાણું' બોલી, કાઉસ્સગ્ગ પારી 'લોગસ્સ' કહેવો. પછી 'ખમાસમણ' દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહું?' કહી, જરાક અટકી, 'ઈચ્છં' કહી, બેસીને મુહપત્તિ પડિલેહવી. પછી ઉભા થઈ 'ખમાસમણ' દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાવું? ઇચ્છં' કહી, ખમાસમણ દઇ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં? ઇચ્છં' કહી, બે હાથ જોડી, એક 'નવકાર' ગણી, 'ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી' એમ કહી, ગુરૂ કે વડિલ[2] પાસે અને તેઓ ન હોય તો પોતે 'કરેમિ ભંતે' ઉચ્ચરવું. પછી 'ખમાસમણ' દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાવું? ઇચ્છં' કહી, 'ખમાસમણ' દઇ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે ઠાઉં? ઇચ્છં' કહી, 'ખમાસમણ' દઇ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાવું? ઇચ્છં' કહી, 'ખમાસમણ' દઇ 'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન! સજ્ઝાય કરૂં? ઇચ્છં' કહી,

---

૧ ગુરૂની સ્થાપના હોય તો પુસ્તક ન સ્થાપવું તેમ 'નવકાર, પંચિંદિઅ' પણ ન કહેવા. ૨ જેમણે આપણી પહેલાં સામાયિક લીધું હોય તે.

બેસી, ત્રણ નવકાર ગણી, બે ઘડી ધર્મનું પુસ્તક વાંચવું કે ધર્મનો પાઠ મોઢે કરવો અથવા નવકારવાળી ગણવી પણ વાતો કે મસ્તીતોફાન કરવાં નહિ.

## સામાયિક પારવાનો વિધિ.

ચરવલો લઇ ઉભા થઈ 'ખમાસમણ' દઈ 'ઇરિયાવહિયં, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઊસસિએણં' કહી એક 'લોગસ્સ'નો કાઉસ્સગ્ગ કરી, પારી, 'લોગસ્સ' કહેવો. પછી 'ખમાસમણ' દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું? ઇચ્છં' કહી મુહપત્તિ પડિલેહવી. પછી 'ખમાસમણ' દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારૂં?,[1] કહી, જરાક અટકી, 'યથાશક્તિ'[2] એમ કહેવું. પછી 'ખમાસમણ' દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું'[3] કહી, જરાક અટકી, 'તહત્તિ'[4] એમ કહેવું. પછી જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર સ્થાપી, એક નવકાર ગણી 'સામાઇઅવયજુત્તો' કહેવો.* પછી જમણો હાથ સ્થાપના સામે સવળો રાખી એક નવકાર ગણવો.

---

૧ અહીં ગુરૂ 'પુણોવિ કાયવ્વો' એટલે સામાયિક ફરીથી કરવા જેવું છે, એમ કહે. (ત્યારે શિષ્ય કહે કે) ૨ શક્તિ પ્રમાણે (ફરી વખત મેળવી સામાયિક કરીશ). ૩ અહીં ગુરૂ 'આયરો ન મોત્તવ્વો' એટલે સામાયિકનો આદર (વારંવાર કરવાની બુદ્ધિ) છોડવો નહિ, એમ કહે (ત્યારે શિષ્ય કહે કે) ૪ આપનું વચન હું માથે ચ્હડાવું છું. * નવકાર પ્રથમ ગણવો, બાદ 'સામાઇઅવયજુત્તો' કહેતી વખતે હાથ ચરવલા અથવા કટાસણા ઉપર સ્થાપવો, એમ પણ વિધિ ચાલે છે અને તે પણ ઠીક લાગે છે.

# ૪ કાવ્ય વિભાગ.

## ચૈત્યવંદનો.

### ૧ શ્રી શાંતિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

સકલકુશલવલ્લિ—પુષ્કરાવર્ત્તમેઘો,
દુરિતતિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ
ભવજલનિધિપોતઃ સર્વસંપત્તિહેતુઃ
સ ભવતુ સતતં વઃ શ્રેયસે શાંતિનાથઃ ૧

( કોઇ પણ ચૈત્યવંદન કરતી વખતે શરૂઆતમાં આ બોલાય છે. )

### ૨ શ્રી વિવિધ તીર્થનું ચૈત્યવંદન.

આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;
જયાં જયાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શત્રુંજય શ્રી આદિ દેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગિર ઉપરે, જિન ચોવીસે જોય;
મણિમય મુરતિ માનશું,[1] ભરતે ભરાવી સોય. ૩
સમેતશિખર તીરથ વડું, જયાં વીસે જિનપાય;
વૈભાર ગિરિવર ઉપરે, (શ્રી) વીર જિનેશ્વર રાય. ૪
માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ;
ઋષભ[2] કહે જિન સમરતાં, પહોંચે મનની આસ. ૫

---

૧ પ્રમાણુથી, માપથી. ૨ ઋષભદાસ (કવિ).

## ૩ શ્રી તીર્થંકરનાં લાંછનનું ચૈત્યવંદન.

ઋષભ લંછન ઋષભદેવ, અજિત લંછન હાથી;
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ૧
અભિનંદન લંછન કપિ, કૌંચ લંછન સુમ ત;
પદ્મ લંછન પદ્મપ્રભ, વિશ્વદેવા સુમતિ. ૨
સુપાર્શ્વ લંછન સાથીઓ, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર;
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતલ જિણુંદ. ૩
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ;
સુવર લંછન પાયે વિમળદેવ, ભવિયા તે નામો શિષ. ૪
સિંચાણો જીન અનંતને, વજ્ર લંછન શ્રીધર્મ;
શાંતિ લંછન મરગલો, રાખે ધર્મનો મર્મ. ૫
કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત;
મલ્લિ કુંભ વખાણીએ, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬
નમિ જિનને નીલો કમલ, પામીએ પંકજમાંહિ;
શંખ લંછન પ્રભુ નેમિજી, દીસે ઊંચે આંહિ. ૭
પાર્શ્વનાથજીને ચરણ સર્પ, નીલ વરણ શોભિત;
સિંહ લછન કંચનતનુ, વર્દ્ધમાન વિખ્યાત. ૮
એણિ પરે લંછન ચિંતવી એ, ઓળખીએ જિનરાય;
જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, લક્ષ્મીરતન સૂરિરાય. ૯

## ૪ શ્રી ઋષભદેવ સ્વામીનું ચૈત્યવંદન.

આદિદેવ અલવેસરૂ, વિનિતાનો રાય;
નાભિરાયા-કુલમંડણો, મરૂદેવામાય. ૧

પાંચસેં ધનુષની દેહડી, પ્રભુ પરમ દયાલ;
ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂએ, ઉત્તમગુણ-મણિખાણ;
તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચલ ઠાણ. ૩

### ૫ શ્રી શાંતિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

શાંતિ જિનેશ્વર સોળમાં, અચિરા-સુતવંદો;
વિશ્વસેન-કુલનભમણિ, ભવિજન-સુખકંદો. ૧
મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ-મણિખાણ. ૨
ચાલીસ ધનુષની દેહડી એ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

---

## સ્તવનો.

### ૧ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું,
પ્રભુ પાખે[1] ક્ષણ એક મને ન સુહાય જો;[2]
ધ્યાનની તાળીરે લાગી નેહશું;
જલદ[3] ઘટા જેમ શિવસુતવાહન[4] દાયજો-પ્રીત૦ ૧
નેહ ઘેલું મન મારૂંરે પ્રભુ અલજે[5] રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મુજ જો;
મારે તો આધાર રે સાહેબ રાવળો,
અંતરગતની પ્રભુ આગળ કહું ગુજ્જ જો[6]-પ્રીત૦ ૨

---

૧ વિના. ૨ ન ગમે. ૩ મેઘ. ૪ મયૂર (મોર). ૫ પ્રાપ્તિની ઇચ્છામાં. ૬ ગુપ્ત વાત.

સાહેબ તે સાચોરે જગમાં જાણીએ,
સેવકનાં જે સહેજે સુધારે કાજ જો;
એહવારે આચરણે કેમ કરી રહું,
બિરૂદ તમારૂં તારણ તરણ જહાજ જો-પ્રીત૦ ૩
તારકતા તુજ માંહેરે શ્રવણે સાંભળી,
તે ભણી હું આવ્યો છું દીનદયાળ જો;
તુજ કરૂણાની લ્હેરેરે મુજ કારજ સરે,
શું ઘણું કહીએ જાણ આગળ કૃપાળ જો-પ્રીત૦ ૪
કરૂણાધિક કીધીરે સેવક ઉપરે,
ભવ ભય ભાવઠ[1] ભાંગી ભક્તિ-પ્રસંગજો;
મનોવાંછિત ફળીયાંરે જિન-આલંબને,
કર જોડીને મોહન કહે મન રંગજો-પ્રીત૦ ૫

૨ શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતારે;
ખામી નહિ મુજ ખીજમતે, કદીય હોશો ફળદાતારે-સં૦ ૧
કર જોડી ઉભો રહું, રાત-દિવસ તુમ ધ્યાનોરે;
જો મનમાં આણો નહિ, તો શું કહીએ છાનોરે[2]? સં૦ ૨
ખોટ ખજાને કો નહિ, દીજીએ વંછિત-દાનોરે;
કરૂણા-નજર પ્રભુજીતણી, વાધે સેવક-વાનોરે-સં૦ ૩
કાળલબધિ મુજ મતિ ગણો, ભાવલબધિ તુમ હાથેરે;
લડથડતું પણ ગજબચું, ગાજે ગજવર સાથેરે-સં૦ ૪
દેશો તો તુમહિ ભલું, બીજા તો નવિ જાચું રે;
વાચક યશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચુંરે-સં૦ ૫

---

૧ પીડા. ૨ થાનેરે, એવો પાઠ પણ સંભળાય છે.

## ૩ શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

સુમતિનાથ ગુણશું મિલિજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જેમ વિસ્તરેજી, જળમાંહે ભલી રીતિ—
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ. ૧

સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તૂરીતણોજી, મહીમાંહે મહકાય–સો૦ ૨

આંગળીએ નહિ મેરૂ ઢંકાએ, છાબડીએ રવિતેજ;
અંજળીમાં જિમ ગંગ ન માએ,મુજ મન તિમ પ્રભુ હેજ–સો૦

હુઓ છીપે નહિ અધર અરૂણ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભર ભર પ્રભુગુણપ્યાલા,તિમ મુજ પ્રેમ અભંગ–સો૦

ઢાંકી ઈક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
વાચક યશ કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર–સો૦ ૫

## ૪ શ્રી શ્રેયાંસનાથ સ્વામીનું સ્તવન.

તુમે બહુમિત્રીરે સાહેબા, મારે તો મન એક;
તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મોટીરે ટેક–
શ્રી શ્રેયાંસ! કૃપા કરો. ૧

મન રાખો તુમે સવિતણાં, પણ કિહાંએક મળી જાઓ;
લલચાવો લખ લોકને, સાથી સહેજ ન થાઓ–શ્રી૦ ૨

રાગભરે જનમન રહો, પણ તિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઇ ન પામે રે તાગ–શ્રી૦ ૩

એહવાશું મન મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઇ;
સેવક નિપટ અબુઝ છે, નિર્વહેશો તુમે સાંઇ–શ્રી૦ ૪

નીરાગીશું રે કિમ મિલે? પણ મળવાનો એકાંત;
વાચક યશ કહે મુજ મિલ્યો, ભકતે કામણવંત–શ્રી૦ ૫

### ૫ શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જનમ મરણ દુઃખ વારો–
સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો. ૧
સહુકોનાં મનવંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો;
એહવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખો છો દૂરો–સે૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો? જો ઉપકાર ન કરશો–સે૦ ૩
લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિસણ દીજે;
ધુંઆડે ધીજું નહિ સાહેબ, પેટ પડયા પતીજે–સે૦ ૪
શ્રી શંખેશ્વર મંડન સાહેબ! વિનતડી અવધારો;
કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાયરથી તારો–સે૦ ૫

---

## સ્તુતિઓ.

### ૧ શ્રી ચાર શાશ્વતા[૧] જિનની સ્તુતિ.

ઋષભ[૨] ચંદ્રાનન[૩] વંદન કીજે વારિષેણ[૪] દુઃખ વારેજી,
વર્ધમાન[૫] જિનવર વળી પ્રણમો શાશ્વતાં નામ એ ચારે જી;

---

૧ જે હમેશાં હોય તે. ૨ ભરતક્ષેત્રની વર્ત્તમાન ચોવીસીના પહેલા તીર્થંકરનું નામ. ૩ વર્ત્તમાન વીસ વિહરમાન જિન પૈકી બારમા તીર્થંકરનું નામ. ૪ ઐરાવતક્ષેત્રની વર્ત્તમાન ચોવીસીના છેલ્લા તીર્થંકરનું નામ. ૫ ભરતક્ષેત્રની વર્ત્તમાન ચોવીસીના છેલ્લા તીર્થંકરનું નામ. ત્રણ લોકમાં જેટલી શાશ્વતી પ્રતિમાઓ છે તે બધી આ ચાર નામવાળીજ હોય છે.

ભરતાદિક ક્ષેત્રે મળી હોવે ચાર નામ ચિત્ત ધારેજી,
તિણે ચારે એ શાશ્વતા જિનવર નમીએ નિત્ય સવારેજી. ૧

## ૨ શ્રી નેમિનાથ સ્વામીની સ્તુતિ.

રાજુલ વર નારી રૂપથી રતિ હારી,
તેહના પરિહારી બાળથી બ્રહ્મચારી;
પશુઆં ઉગારી હુઆ ચારિત્રધારી,
કેવલ-સિરિ સારી પામિયા ઘાતી વારી. ૧

## ૩ શ્રી મલ્લિનાથ સ્વામીની સ્તુતિ.

મલ્લિ જિન નમીએ પૂર્વલાં પાપ ગમીએ,
ઇંદ્રિયગણુ દમીએ આણુ જિનની ન ક્રમીએ;
ભવમાં નવિ ભમીએ સર્વ પરભાવ વમીએ,
નિજ ગુણમાં રમીએ કર્મમળ સર્વ ધમીએ. ૧

## ૪ શ્રી ચોવિસ જનની સ્તુતિ.

અષ્ટાપદે શ્રી આદિ જિનવર વીર પાવાપુરીવરૂ,
વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધ્યા નેમ રેવાગિરિવરૂ;
સંમેતશિખરે વીસ જિનવર મુક્તિ પહોતા મનહરૂ,
ચોવીસ જિનવર નિત્ય વંદું સયલ સંઘહ-સુખકરૂ. ૧

સમાપ્ત.

---

૧ ઉલ્લંઘીએ, ઉપરવટ થઇએ.

## મળી જો લક્ષ્મી તેથી શું ? ( કવિતા ).

### ( કવ્વાલી. )

મળી લક્ષ્મી અરે ઘરમાં, ભરાયું પિત્ત મસ્તકમાં;
ગજેંદ્રો જેમ તે મ્હાલે, મળી જો લક્ષ્મી તેથી શું ? ૧

થઇ ઇચ્છા નહિ કોદી, ભૂખ્યાને અન્ન દેવાની;
ન આપ્યાં વસ્ત્ર ને પાત્રો—મળી૦ ૨

લગાવે રૉફ બહુ પોતે, ન દીધું કાંઇ ગરીબ જનને;
ધર્યો મનમાનતો પોશાક—મળી૦ ૩

ન કીધી પાઠશાળાઓ, નિરાશ્રિત દીનને ભણવા;
ન કીધા આશ્રમો રહેવા—મળી૦ ૪

ઉઘાડયાં ના દવાખાનાં, પીડાતા રોગીઓ માટે;
ન ખર્ચ્યું દ્રવ્ય પરમાર્થે—મળી૦ ૫

ન ખર્ચી લક્ષ્મી પોતાની, ખરૂં સદ્જ્ઞાન ફેલાવા;
ન આપ્યું વિત્ત ધર્માર્થે—મળી૦ ૬

ફિરાવ્યા ગાડીઓ ઘોડા, અહીં તહીં પૂર્ણ ભપકાથી;
કર્યું નહિ કાંઇ પુણ્યાર્થે—મળી૦ ૭

ગરીબડી ગાયની[૧] અરજી, લીધી નહિ ધ્યાનમાં કોદી;
ન જોયું રંકની સામે—મળી૦ ૮

વધાર્યા ના નવા હુન્નર, મળેલું વિત્ત ખર્ચીને;
કરી નહિ ધર્મની સેવા—મળી૦ ૯

ખચિત આ વિશ્વ છોડીને, જવાનું એક દી ભાઇ !
વિભૂતિ[૨] અંતે પલટાઇ, થવાની નક્કી વિભૂતિ[૩]. ૧૦

---

૧ વિધવા સ્ત્રી. ૨ સંપત્તિ. ૩ રાખ ( ચોળવાની ).

# કેવી રીતે વાંચવું ?

૧ આંખો ખેંચવી પડે એવા અજવાળામાં કદી વાંચવું નહિ.

૨ વાંચતી વખતે તમારૂં માથું હંમેશાં સીધું રાખવું.

૩ આ વાત કદી ભૂલતા નહિ કે તમારી આંખની કિંમત કોઇ પણ ચોપડી કરતાં વધારે છે અને તમારી આંખ પરજ તમારા રક્ષણ તથા ફતેહનો મુખ્ય આધાર છે.

૪ વાંચતી વખત તમારી ચોપડી આંખોથી શુમારે ચૌદ ઇંચ દૂર રાખવી.

૫ વાંચતી વખતે કદી પણ પ્રકાશ તરફ મ્હોં રાખવું નહિ પરંતુ અજવાળું તમારી પાછલી બાજુથી અથવા તો તમારા ડાબા ખભા તરફ થઇને પુસ્તક પર આવે એવી રીતે વાંચવું.

૬ થોડી થોડી વારને અંતરે ચોપડીની બહાર જરા વાર જોતાં રહીને અથવા આંખો બિલકુલ બંધ કરતાં રહીને તેને આરામ આપવો.

૭ ચોપડી ઉપર સૂર્યનાં કિરણ પડતાં હોય એવી રીતે કદી પણ વાંચવું નહિ.

૮ સ્વચ્છ પાણીથી સવારે અને સાંજે તમારી આંખો સાફ કરવી અને ઠંડું પાણી ખોબા વડે તેના પર ખૂબ છાંટવું.

કુધારા સર્વ હરવા જી, સુધારાને શીખવવા જી;
બના'વા બાળ નહિ મોજી, થયો હું ભાવથી શિક્ષક. ૫

નહિ મસ્કો લગાવા'ને, ન હાજી હાજી કહેવાને;
પરીક્ષકથી ન ડરવાને, થયો હું ભાવથી શિક્ષક. ૬

નથી કંઈ માનની પરવા, અહા ! છે જ્ઞાનની પરવા;
નિરંતર શિષ્યની પરવા, થયો હું ભાવથી શિક્ષક. ૭

બધા ધંધા વિષે રૂડો, અનીતિનો નથી કૂવો;
ભલે જન 'પંતુજી' કહેશે, થયો હું ભાવથી શિક્ષક. ૮

મનુષ્યનાં સર્વ અંગોની, દીપા'વા જ્ઞાન-કેળવણી;
અનેરા રંગથી રંગી, થયો હું ભાવથી શિક્ષક. ૯

---

## એથી ભલા.

### હરિગીત છંદ.

જ્ઞાની થઈ વાતો કરી, જીવ ધર્મ બંધન મોક્ષની;
નહિ આચરણુ રાખ્યાં રૂડાં, તો એ થકી મૂર્ખા ભલા. ૧

જીવોને જીવાડયા નહિ બીજા, પોષ્યું કમાઈ પિંડને;
પરમાર્થ સાધ્યો નહી જરા, તો એ થકી મુઆ ભલા. ૨

નાણું છતાં નહિ ભોગવ્યું, નહિ વાપર્યું સત્કર્મમાં;
ઉંડું દબાવ્યું ભોંયમાં, કંગાળ તો એથી ભલા. ૩

આંખો છતાં દેખ્યો નહિ, સત્પંથ નીતિનો રૂડો;
ચાલ્યા અનીતિ આદરી, તો એ થકી અંધા ભલા. ૪

કામ નવ કીધાં મરદ થઈને મરદને છાજતાં;
બ્હીતા ફર્યા જુજ બાબતે, તો એ થકી હીજડા ભલા. ૫

મિત્રો ઘણાના થઇ રહ્યા, નિજ સ્વાર્થ-કેરે કારણે;
ન્હાતાં સહેતાં[1] નવ શીખ્યા, તો એ થકી પત્થર ભલા.
માણુસ થઇને જીવનનો, ઉદ્દેશ શો ? જાણ્યું નહિ;
અંધા થઇ રખડયા બધે, તો એ થકી [2]ભૂચર ભલા. ૧

કર્ત્તવ્યનાં સંભાષણો, લવ્યાં સહુની આગળે;
પોતે બજાવી ના ફરજ, તો એ થકી [3]ગર્દભ ભલા. ૮

શિક્ષક છતાં શિષ્યો ભણી, સદ્‌ભાવ રાખીને સદા;
ચારિત્રશાળી નવ કર્યા, ગોવાળ તો એથી ભલા. ૯

---

## શેઠ અને હોડીવાળો.

એક ગૃહસ્થ કોઇ મ્હોટી નદીમાં હોડીમાં બેસી સ્હેલ કરતો હતો. દરમિયાન શેઠે હોડીવાળાને પૂછ્યું: 'અલ્યા ! પરણ્યો છે કે નહિ ?' હોડીવાળાએ કહ્યું; 'ના ના.' એટલે શેઠ બોલ્યા: 'ત્યારે તો તારી અરધી જીંદગી નકામી ગઇ !' થોડી વાર પછી ફરી શેઠે પૂછ્યું: 'અલ્યા: ! કાંઇ ભણ્યો છે કે ?' હોડીવાળો હસતાં હસતાં બોલ્યો: 'લખેલો કાગળ જોઉં છું તો જાણે મંકોડા બંઠા હોય એવું લાગે છે. આ એટલું ભણ્યો છું.' શેઠ બોલ્યા: 'ત્યારે તો તારી અરધામાંથી પણ અરધી જીંદગી નકામી ગઈ.' આગળ જતાં સખ્ત પવન નીકળ્યો અને નદીમાં તોફાન થયું એટલે હોડીવાળાએ શેઠને પૂછ્યું: 'શેઠ ! તરતાં આવડે છે કે ?' શેઠ વ્હીલે મુખે બોલ્યા: 'ના ના.' આ સાંભળી તરત હોડીવાળાએ કહ્યું: 'ત્યારે તો શેઠ ! તમારી આખી જીંદગી નકામી ગઇ.' બાદ હોડી ઉંધી વળી પણ હોડીવાળાએ શેઠને બચાવી લીધા.

આપણે આપણી જાતને ઉંચી જોવી નહિ અને બીજાને હલકા ગણવા નહિ, એ આ કથાનો સાર છે.

---

૧ મદદ કરતાં અને સહન કરતાં. ૨. ઢોર. ૩. ગધેડા.